आर्य-साधक-अधिकारि-ग्रन्थावलि.

ग्रन्थांक २४.

પુરુષવર્ગમાં થયેલાં વ્યાખ્યાનો.

૧ સ્મરણભક્તિ.
૨ આનંદમીમાંસા.
૩ ભક્તિ.
૪ વેદાન્તસાધન અને આશ્રમવ્યવસ્થા.
૫ શ્રેયસ્સાધકોની શંકાનાં સમાધાન.
૬ બ્રાહ્મભવ્યની સત્વર સિદ્ધિ થવાનાં સાધનોસંબંધી વિચાર.
૭ કીર્તનો.

# सदुपदेशश्रेणी

## तृतीय सदुपदेश

સ્ત્રીસંઘમાં સ્ત્રિયોએ :

# પ્રસ્તાવના.

સંવત્ ૧૯૫૬ ના આષાઢ માસની પૂર્ણિમાપ્રસંગે વડોદરામ
ીશ્રેયઃસાધકઅધિકારિવર્ગનો વાર્ષિક તૃતીય મહોત્સવ કર
ામાં આવ્યો હતો. તે પ્રસંગે પુરુષવર્ગમાં પુરુષોદ્ધારા છ વ્યાખ્યાનો,
થા સ્ત્રીસંસદ્‌માં સ્ત્રિયોદ્ધારા ત્રણ વ્યાખ્યાનો કરવામાં આવ્યાં હતાં.
નની સુગમતાઅર્થે આ પ્રકારે તેમને પ્રકટ કરવાં યોગ્ય ગણ્યાં છે.

સંવત્ ૧૯૫૬ આષાઢ
શુક્લપક્ષ ૧૫ ગુરુવાસર.
વડોદરા.

श्रीश्रेयःसाधकअधिकारिवर्ग.

# स्मरणभक्ति.

## विषयनो अनुक्रम.

## मार्गत्रयनुं ऐक्य.

( विशेषतः अंतरंग साधनमां )

## સ્મરણભક્તિ.

॥ ॐ श्रीं ॥

# सदुपदेश श्रेणी.

## तृतीय सदुपदेश.

## स्मरणभक्ति.

**निर्धनको यह काम, सद्गुरू जपीए आठ हु जाम.**
**( श्रीनृसिंहवाणीविलास. )**

૧ ઇષ્ટસ્મરણનો તથા ઇષ્ટમંત્રના જપઆદિનો મહિમા અનેક ગ્રંથોમાં વર્ણ્યો છે, તથા **શ્રીસદ્‌ગુરુપરમાત્માના** મુખકમલથી શ્રવણ પણ કર્યો છે, તેના સારનું મનન આપણે અત્ર કરીએ છીએ.

૨ સર્વથી પ્રથમ તો એ કે "સ્મરણ" શબ્દનો અર્થ વિશાલ છે. રામ રામ, શિવ શિવ, હરિ હરિ, આદિ ઈશ્વરસ્વરૂપોના નામમંત્રનો તથા **नमो भगवते वासुदेवाय, नमःशिवाय** આદિ નમસ્કારાત્મક વાકયોનો જપ કરવો એ સામાન્ય રીતે સ્મરણભકિત કરવી ગણાય છે. પરંતુ ખરૂં જોતાં એ નામ અથવા વાકયોનો યાંત્રિક જપ, જો અવિધિપૂર્વક ગમે ત્યાંથી શોધીને થયો હોય તો તેનું ખરૂં ફલ શાસ્ત્રદૃષ્ટિથી નહિ જેવું છે. જો એ શબ્દો **શ્રીપરમાત્માથી** અભિન્ન ઐશ્વર્યસંપન્ન મહાપુરુષદ્વારે સંપ્રદાયવિધિથી ગ્રહણ થયલા હોય તો સંપ્રદાતાના ઐશ્વર્યાનુસાર તેમનો જપ ફલપ્રદ ગણાય છે. પરંતુ તે જપ પણ અર્થવિધિના ભાનવિના કેવલ યાંત્રિક જ હોય તો તેનું ફલ પણ પ્રમાણમાં બહુ થોડું છે; યદ્યપિ કોઇ પણ શુભ પ્રયત્ન ન કરવા કરતાં તો એ પણ ઉત્કૃષ્ટ છે જ, તથાપિ સ્મરણભકિતના પૂર્ણ સ્વરૂપનો વિચાર કરીશું ત્યારે સમજાશે કે કોઇ પણ મંત્રનો માત્ર સાદો જપ એ તો સ્મરણભકિતના અનેક અંગમાંનું માત્ર એક જ અંગ છે.

૩ આજે ઘણે ભાગે એમ માનવામાં છે કે પ્રાતઃકાલમાં સ્નાન કરીને પા કલાક માળા ફેરવી એટલે થયું. એક દેવું નિત્ય સવારમાં ચોંટયું છે તે આપી છૂટયા. જો કોઇ પુરુષ એકાદ માળા કંઠમાં રાખી

ફેરવે, અથવા સવારસાંજ બે વાર માળા ફેરવે, અથવા દિવસરાત્રિ મળીને અમુક કલાક જપ કરે, અથવા વળી તે કરતાં પણ વધારે હરતાં ફરતાં **गोविंद गोविंद, नमः शिवाय**ના ઉચ્ચાર કરે, તો તે અનુક્રમે મોટા ભક્તમાં ગણાય એમ છે, તથા તેઓ પોતે પણ આપણે મોટા ભક્ત છીએ એમ સમજી એક પ્રકારે તૃપ્તિ અથવા કૃતકૃત્યતાનો ડોળ ધારણ કરે છે. આવી પ્રવૃત્તિ કરનારમાં કેટલાએક શુદ્ધ વિચાર કરનારા તથા નિરભિમાન પણ હોય છે. કંઇ સર્વ જ તેવા હોય છે એવો ભાવ નથી. અને તેવા યોગ્ય વિચારને પ્રાપ્ત પુરુષોને આપણે આ વર્ગમાં ગણતા પણ નથી. પરંતુ તેમને બાદ કરતાં બાકીનો મોટો ભાગ તો યાંત્રિક ભક્તિ કરનારો છે. એ વર્ગની ભકિતને આપણે અયથાર્થ ભકિત કહીએ છીએ. આજના સમયમાં અયથાર્થ ભકિતનાં સ્વરૂપો એટલાં બધાં વધી ગયાં છે કે તેમને વર્ણવતાં પાર આવે એમ નથી; તથા યથાર્થ ભકિતના આડંબરવાળાં સ્વરૂપો એટલાં બધાં છે કે યથાર્થ અને અયથાર્થ ભકિતનાં સ્વરૂપો, તથા શુદ્ધ ભકતો અને બગ ભગતોનો વિવેક કરવો પણ કઠિન પડી જાય છે. ભકિતનું શુદ્ધ સ્વરૂપ જાણવા તથા અનુસરવામાટે આવાં દાંભિક ભકિતનાં આ કાલે પ્રચલિત સ્વરૂપો પણ જાણવાં જોઇએ કે જેથી તેવા ભકિતના ખોટા આડંબરથી આપણે બચીએ. તેવાં સ્વરૂપો પ્રસંગપ્રમાણે દર્શાવવામાં આવશે. હવે સર્વથી પ્રથમ તો એ જ વિચાર કરવો જોઇએ કે આજે સ્થલે સ્થલે ભગતોનાં ટોળેટોળાં ઉભરાઇ જાય છે તથા ભકિતને નામે આજે અનેક વિહિતઅવિહિત આચરણો થાય છે, તે છતાં ભગવદ્ભકતોનાં જે સિદ્ધ લક્ષણો છે તે કેમ જોવામાં આવતાં નથી ? તથા શુદ્ધ ભગવદ્ભકતો **શ્રીભરતજી, શ્રીપ્રહ્લાદજી** આદિનાં જે ઐશ્વર્યો વર્ણાયાં છે તે ઐશ્વર્ય કેમ જોવામાં આવતાં નથી ? **શ્રીધ્રુવજી**જેવું પરાક્રમ આજે કેમ જણાતું નથી ? તેનું કારણ શોધવું પડે એમ નથી. જ્યાં જ્યાં કાર્ય અથવા ફલમાં દોષ જણાય ત્યાં ત્યાં કારણ અથવા ક્રિયામાં દોષ હોવો જ જોઇએ એ સ્પષ્ટ છે. અર્થાત્ આજે શુદ્ધ ભકિત થતી નથી તેથી શુદ્ધ ભકતનાં દૈવી ઐશ્વર્યો પણ પ્રતીત થતાં નથી.

૪ સંસ્કૃત "ભકત" શબ્દનો ગુજરાતી "ભગત" શબ્દમાં અપભ્રંશ થવાની સાથે જ શુદ્ધ ભક્તોનો તિરોભાવ થઇ દાંભિક ભગતો અથવા બગ ભગતોનું કીડીઆળું ઉભરાયું છે. અને ભગત શબ્દનો અર્થ ભ્રષ્ટ થતાં થતાં આજે એવું થઇ પડ્યું છે કે હજામ હજામત કરવા આવે તેનું કંઇ નામ ખબર ન હોય તો તેને ભગત કહીને બોલાવવો જોઇએ, અથવા નામ ખબર હોય તો તેને ભગત લગાડીને

રૂપાભગત, કાળાભગત બેહેચરભગત કહીને મોટે નામે બોલાવવા જોઇએ. વળી "ફલાણાભાઇ ભગત છે" એટલે બાટલી ભગત છે એમ પણ તરત સમજવામાં આવે છે; "એ તો બડો ભગત છે" એટલે એ મોટો પાકો લુચ્ચો છે એમ પણ સમજાય છે. "એ તો બિચારો ભગત છે" એટલે પુરુષત્વહીન છે એવો પણ અર્થ થાય છે. તાત્પર્ય કે આપણી પોતાની જ ભાષામાં ભગત શબ્દનો અર્થ આટલો બધો ભ્રષ્ટ થઇ ગયો છે.

૫ વળી આપણા ભગત ગણાતા પુરુષોની આપણામાં ને આપણામાં તો નિન્દા થાય છે જ પરંતુ પરધર્મીઓ અને પરદેશીઓ પણ નિન્દા કરે છે; અને પ્રથમ અયથાર્થ નિન્દાથી આરંભ થઇને આજે યથાર્થ દોષદર્શન કરવાની પણ તેમને એટલી બધી જગા મળે છે કે તેમના અપવાદને ત્રોડવા કઠિન થઇ પડે એમ છે, તથા સાક્ષાત્ ભક્તિ અથવા ઉપાસનાના સિદ્ધાન્તને જાણે મૂલથી ઉખેડી નાંખવા બેઠા હોય એવું તેમનું રૂપ દેખાય છે. આજે રસ્તે જતા કોઇ પણ યુવાનને આપણે એમ કહેતો સાંભળીશું કે "શાકર શાકર" શબ્દના ઉચ્ચારથી કંઇ મોઢું ગળ્યું થતું નથી તો "રામ રામ"નો જપ કરવાથી કોઇ પણ ફલની ઇચ્છા રાખવી એ મોટામાં મોટું મૌર્ખ્ય છે." "તેમ જ કલેકટર સાહેબની પાસે જો નોકરી માગવી હોય તો તેને બંગલે જઇ "કલેકટર, કલેકટર" મંત્રનો જપ કરવા બેશીએ તો તે કલેકટર પ્રસન્ન થવાને બદલે ઉલટા ગુસ્સે થઇને પોતાના પટાવાળાપાસે ધક્કા મારીને કાઢી મૂકાવે; તેથી કલેકટર નામનો જપ કરવાને બદલે, તેમની પાસે જઇને જે અરજ કરવાની હોય તે કરવી એ ઉત્તમ માર્ગ છે; તેવી રીતે ઈશ્વરપાસે જે માગવાનું હોય તે રીતસર માગવું એ જૂદી વાત છે પણ "ઈશ્વર, ઈશ્વર, રામ, રામ" કરીને ખાલી તેનું મગજ પકવવું એ તેને પ્રસન્ન કરવાને બદલે ગુસ્સે કરવાજેવું છે" આજે આવા વિચાર કરનારની સંખ્યા ઘણી વધી પડી છે. યદ્યપિ ઉપર જણાવેલી "ફીલસુફી"માં, શાસ્ત્ર, તર્ક (Logic) વિદ્યા (Science) કે ફિલોસોફી (Philosophy) ની શુદ્ધ વિચારશ્રેણી તો નથી જ; એમાં શબ્દે શબ્દે વિચારની ભૂલ છે; તથાપિ એવા ઉપરથી ખરા જણાતા અને વસ્તુતઃ ભૂલ-ભરેલા વિચારો બાંધવાનો અવકાશ પણ તેમને મળ્યો છે એ એમ બતાવી આપે છે કે આજે ભક્તિને નામે ઘણું તૂત ચાલે છે, યથાર્થ ભક્તિ થતી નથી, અને યથાર્થ ભક્તિનું સ્વરૂપ ઘણે ભાગે જાણવામાં પણ નથી. તેથી ઉક્ત દોષોથી બચવાને માટે તથા શુદ્ધ ફલના

અધિકારી થવાને માટે ઉપાસનાના શુદ્ધ સ્વરૂપનો આપણે વિચાર કરીએ છીએ.

૬ હવે ભક્તિ અથવા ઉપાસનાનો આખો વિષય તો એટલો મોટો છે કે તેની સર્વ અંગમાં ચર્ચા કરવાને બહુ વિસ્તાર જોઇએ. તેથી આ વિષયમાં તો માત્ર તેના એક અંગરૂપ સ્મરણભક્તિના સ્વરૂપનો જ પ્રધાનપણે વિચાર કરીશું, યદ્યપિ તેમ કરવામાં પણ એ આખા વિષયનું સક્ષિપ્ત દિગ્દર્શન તો થશે જ.

૭ આપણા શાસ્ત્રમાં ભકિત નવ પ્રકારની વર્ણી છે. શ્રવણ, કીર્તન, સ્મરણ, પાદસેવન, અર્ચન, વંદન, દાસ્ય, સખ્ય, આત્મનિવેદન, દશમી પ્રેમલક્ષણા અને અગીઆરમી પરાભકિત પણ ગણાય છે. ખરૂં જોતાં એ સર્વ, ઉપાસનાની અધિકારપ્રમાણે ભિન્નભિન્ન કક્ષાનાં સ્વરૂપો માત્ર છે. તેમાંથી પાદસેવન, અર્ચન, વંદન, દાસ્ય અને સખ્ય એ પ્રકાર આપણા ઉપાસ્ય દેવ સગુણ શરીર ધારી પ્રકટ સમીપ હોય ત્યારે જ સંભવે છે; અને અપ્રકટ હોય તો પ્રતિમાસબંધમાં અંશતઃ સંભવે છે. પ્રતિમાદ્વારે પાદસેવનાદિ ભક્તિ કઇ ખરેખરી થઇ શકતી નથી; તે તો ઉપાસ્ય દેવતા પ્રકટ હોય ત્યારે જ થઇ શકે છે; અને પ્રતિમાદ્વારાએ ઉપાસનામાં તો એ સર્વની ભાવના માત્ર જ કરવાની હોય છે. હવે ભકિત કરનાર સ્ત્રી કિંવા પુરુષને કઇ આરંભમાં જ ઉપાસ્ય દેવતા પ્રકટ સમીપ હોવા સંભવતા નથી; જેથી તેમને માટે અપ્રકટ ઉપાસ્ય દેવને પ્રસન્ન કરવાનાં સાધનતરીકે આ ભકિતના પ્રકાર છે એમ સમજવાનું છે. બ્રહ્મવિદ્યાની સિદ્ધિમાટે, અથવા અપ્રકટ પરમાત્મતત્ત્વનો અપરોક્ષ સાક્ષાત્કાર કરવાની વિદ્યાની સિદ્ધિમાટે જે જિજ્ઞાસુ સાધકો તે વિદ્યાના પ્રદાતા પરમ ઉદાર **શ્રીસદ્‌ગુરુ પરમાત્માને** શરણ થયા હોય છે તેઓ તે **શ્રીગુરુના** લૌકિક પુણ્યશ્લોક શરીરની બાહ્ય ઉપાસના કરે છે તેમાં પણ સર્વથી પ્રથમ પાદસેવનાદિ બાહ્યભકિતના પ્રકાર ઉપયોગમાં આવે છે. જેથી **શ્રીપરમાત્માની** સગુણ પ્રકટ મૂર્તિરૂપ **શ્રીસદ્‌ગુરુનું** પરમપાવન શરીર હોય કિંવા સર્વને અભાવે કોઇ પણ અંગીકૃત રૂપવાળી જડ પ્રતિમા હોય તે દ્વારે ઉપાસના કરવામાં સર્વથી પ્રથમ બાહ્ય ઉપચાર પાદસેવન, અર્ચન અને વંદન એ ત્રણ મુખ્ય અને યુગપદ્ થઇ શકવા જેવાં છે. દાસ્ય અને સખ્યભકિતનો લાભ અને આનંદ તો પ્રકટ સગુણ શરીર હોય ત્યારે જ મળી શકે છે. અને પ્રતિમાદ્વારે તો માત્ર ભાવનાત્મક જ થઇ શકે છે.

૮ હવે **શ્રીસદ્‌ગુરુ પરમાત્માનુ** સગુણ પ્રકટ શરીર હોય,

અથવા શ્રીકૃષ્ણ ભગવાન્, શ્રીશંકર ભગવાન્ આદિ સગુણથી જે શ્રીપરમાત્માનાં સગુણ શરીરો વર્ણાયાં છે તે પ્રકારનું તનુ હોય તો પણ એ સર્વ કંઇ તેમનાં વાસ્તવ સ્વરૂપ તો નથી જ. વાસ્તવ સ્વરૂપ તો અપ્રકટ જ છે. અને પ્રતિમા તો વાસ્તવ સ્વરૂપ નથી જ એ સ્પષ્ટ છે. વળી વિશેષ વિચાર કરીએ તો શ્રીપરમેશ્વરનિમિત્ત રચાયલી પાષાણાદિની પ્રતિમાઓ તેમ જ ઈશ્વરાવતારોએ ધારણ કરેલાં મનુષ્યાકૃતિ શરીરો એ સર્વ એક સરખાં, કાર્યરૂપ જડ છે. પછી જેવી રીતે જડ વસ્તુમાં પાષાણકરતાં ધાતુ ચઢે, અને ત્રાંબા કરતાં રૂપુ અને રૂપાકરતાં સુવર્ણ ચઢે, તે પ્રમાણે સમગ્ર જડ સૃષ્ટિમાં ક્રિયારહિત પ્રતીત થતી પાષાણની પ્રતિમાકરતાં, ક્રિયાયુક્ત પ્રતીત થતી મનુષ્ય શરીરરૂપ પ્રતિમા ઉત્કૃષ્ટ ગણાય ખરી. ઈશ્વરાવતારનાં શરીરો પણ શ્રીપરમેશ્વરની તો પ્રતિમા જ છે. એ શરીરોને જ શ્રીપરમેશ્વર માનવા એવું પ્રતિપાદન નથી. તેથી ઈશ્વરાવતાર-સમયે પણ શ્રીપરમેશ્વરનું વાસ્તવ સ્વરૂપ તો ગુપ્ત અને અપ્રકટ જ હોય છે. કેમકે વાસ્તવ સ્વરૂપ કંઇ આપણાં માનુષ નેત્રનો વિષય નથી. ફેર માત્ર એટલો છે કે ઈશ્વરાવતારના શરીરદ્વારે ઉપાસના કરવામાં બહુ સરલતા છે અને આનંદ આવે છે. આપણી ઉપાસનાને અનુરૂપ બાહ્ય પ્રસન્નતા તે તનુ દર્શાવી શકે છે, જે લાભ જડ પ્રતિમામાં મળતો નથી. આ આદિ અનેક લાભો ઈશ્વરાવતારના લૌકિક શરીર-દ્વારે ઉપાસનામાં છે. પરંતુ અત્ર તાત્પર્ય એ છે કે એ શરીર પણ શ્રીપરમાત્માના વાસ્તવ સ્વરૂપની ઉપાસનામાટે સ્વીકારેલી એક ઉત્કૃષ્ટ પ્રકારની જડ પ્રતિમા જ છે. જેથી શુદ્ધ ઉપાસના કરનાર ઉપાસકે એ સગુણ લૌકિક શરીર અથવા દિવ્ય શરીરમાં પણ ઇષ્ટા-પત્તિ કરી ત્યાં જ "અડે દુવારકા" કરવાનાં નથી. પણ તેનાથી આગળ વધવાનું છે.

૯ ઉપર સ્થલે સ્થલે "શરીરદ્વારે" અને "પ્રતિમાદ્વારે" એવા શબ્દ વાપર્યા છે તે જાણી જોઇને યોજ્યા છે. આપણે જે ઉપાસના કરવાની છે તે સગુણ શરીરની અથવા પ્રતિમાની કરવાની નથી પરંતુ તે શરીરદ્વારે અને તે પ્રતિમાદ્વારે, તે શરીર તથા પ્રતિમામાં જે ઇષ્ટનો આરોપ કરવામાં આવેલો છે ને ઇષ્ટની કરવાની છે. અર્થાત્ એ શરીર તથા એ પ્રતિમા શ્રીઈશ્વર, શ્રીભગવાન્, શ્રીશંકરાદિ જેમનાં સ્વીકાર્યા હોય, તે શ્રીઇષ્ટદેવની ઉપાસના, એ શરીરપ્રતિમાદ્વારે કરવાની છે.

૧૦ આ ઉપરથી ઉપાસના અથવા ભક્તિના સર્વથી પ્રથમ તો

બે મુખ્ય પ્રકાર પડી શકે છે. એક તો અનેક ભેદવાળી પણ બાહ્ય જડ પ્રતિમાદ્વારે ઉપાસનાનો અને બીજો અંતરમાં શ્રીઇષ્ટદેવની કોઇ પણ સગુણ રૂપની ધારણા, ભાવના કરી તે દ્વારે ઉપાસનાનો પ્રકાર છે. એકને આપણે બાહ્યોપાસના એવી સંજ્ઞા આપીશું અને અન્યને આંતરોપાસના કહીશું. આ ઉભય પ્રકારની ઉપાસનાના અવાંતર ઉપભેદ અધિકારપ્રમાણે ઘણા જ છે. તે સર્વમાં કોઇ પણ પ્રકારની બાહ્યોપાસના-કરતાં તે જ પ્રકારની આંતરોપાસના ઉત્કૃષ્ટ છે. કેમકે ઉપાસનાનું પરિણામી ફલ ઉપાસ્યથી અભિન્ન ઉપાસ્યસ્વરૂપ થવું એ છે; અને ઉપાસ્યનું વાસ્તવ સ્વરૂપ કંઇ પ્રાકૃત જડ પદાર્થરૂપ નથી પણ અપ્રાકૃત ચૈતન્યસ્વરૂપ છે. તેથી તે સ્વરૂપથી અભેદનો આનંદ કંઇ આપણા શરીરની ઇન્દ્રિયોદ્વારે અનુભવાય એમ નથી. સ્વલ્પમાં એ સ્વરૂપનો આનંદ ઇન્દ્રિયથી અગમ્ય છે. તેથી એ આનંદ અંતરમાં અનુભવવાનો હોવાથી છેવટનું અને ઉચ્ચતમ સાધન આંતરોપાસના છે.

૧૧ કદાપિ શંકા થશે કે પરમાત્મસ્વરૂપનો આનંદ ઇન્દ્રિયગમ્ય નથી તો અંતઃકરણગમ્ય પણ નથી જ, કેમકે અંતઃકરણ પણ પ્રકૃતિરચિત હોવાથી જડ જ ગણાય છે. તો એ શંકા ખરી છે. એ આનંદ અંતઃકરણથી પણ પર છે અને એ આનંદનો અનુભવ થવામાં અંતઃકરણની પણ અપેક્ષા નથી. કેમકે પરમતત્ત્વ આનંદ-સ્વરૂપ જ છે. તેથી પરમ આનંદ અનુભવવામાટે તો શરીર તેમ જ અંતઃકરણ ઉભય ઉપાધિનું પૃથક્કરણ કરી તથા તેમનાથી મુક્ત થઇ માત્ર સ્વસ્વરૂપ જ થવાનું છે. પરંતુ આ કંઇ લાડવો ખાવાની વાત નથી. શબ્દમાં ભણી જવું સહેલું છે પણ કરવું કઠિન છે. તેથી એ કાર્ય ક્રમે ક્રમે થાય એમ છે. સર્વથી પ્રથમ પગથીયું બાહ્યોપાસના છે. બાહ્યોપાસનાથી વૃત્તિની ધારણા અથવા ભાવનાશક્તિ વધવાથી, પછી બાહ્યોપાધિની અપેક્ષાવિના, તેનાથી સ્વતંત્ર, આંતરોપાસનાનું બીજું અને ઉત્કૃષ્ઠ પગથીયું છે. અને આંતરોપાસનાથી પણ સમગ્ર આંતર મલની નિવૃત્તિ થતાં સમગ્ર ઉપાધિથી વિરહિત, સમગ્ર સાધનથી નિરપેક્ષ, સ્વતંત્ર અને નિરતિશય, આનંદસ્વરૂપની અભેદોપાસનાનું સર્વથી છેવટનું ત્રીજું પગથીયું છે. પરતુ એ પગથાયું નથી. એ તો સર્વથી અંતિમ પરમ ગંતવ્ય ધામ જ છે. તેથી ઉપાસનાનાં મોટાં પગથીયાં તો માત્ર એ જ છે. બાહ્યોપાસનાવિના આંતરોપાસના સધાતી નથી તેથી બાહ્યોપાસના આવશ્યક છે, પરંતુ આંતરોપાસના ઉપાસ્યાકાર થવામાં સાક્ષાત્ હેતુ હોવાથી ઉત્કૃષ્ટ સાધન છે.

૧૨ વળી શંકા થશે કે ઉપાસનાનું પરિણામી ફલ ઉપાસ્યથી

અભિન્ન ઉપાસ્યસ્વરૂપ થવું એમ કહોછે, પરંતુ આ નિશ્ચય આ કાલે પ્રચલિત ભક્તિ અથવા ઉપાસનાના સર્વ માર્ગોને સંમત નથી. એક પ્રબલ પક્ષ એવો છે કે જીવ કોઇ પણ કાલે શિવસ્વરૂપ થઇ શકતો નથી. જીવ તો જીવ જ રહે છે. આપણે તો ઈશ્વર અથવા ભગવાનના દાસ માત્ર થઇ શકીએ તથા દાસતરીકે જે ઊંચામાં ઊંચો આનંદ અનુભવી શકીએ એમ હોય તેટલો જ અનુભવીએ. વળી જેમ શેઠની ચાકરી કરી શેઠની મેહેરબાની મેળવતાં મેળવતાં છેવટે શેઠને જ ગાદીપરથી ઢોળી પાડીને અથવા શેઠજીને જ શ્મશાન-કાંઠે પહોંચાડી દઇને, પોતે જ ગાદીપર ચઢી બેશી, પોતે જ શેઠ કહેવડાવનાર અને શેઠની માલકીના, અપવાદ વિના, સર્વ પદાર્થઉપર પોતાની જ માલકી ઠોકી બેસાડનાર, મુનીમ દુષ્ટ પાપી અને મિથ્યા-ભિમાની ગણાય છે તેમ ઈશ્વર અથવા ભગવાનની ઉપાસના કરતાં કરતાં, તેમની કૃપા મેળવતાં મેળવતાં છેવટે આપણે જ ભગવાનનું પદ અડાવી બેસવું એ મોટામાં મોટું પાપ અને મિથ્યાભિમાન છે.

૧૩ આ કંઇ સાદી શંકા નથી પણ વેદાંતને અનુસરનાર વિદ્વાનોવિના આ ભૂગોલપરના ઇતર લગભગ સર્વ ધર્મમાર્ગોનો પ્રધાન સિદ્ધાન્ત જ છે; અથવા શાસ્ત્રીય પરિભાષામાં કહીએ તો સમગ્ર દ્વૈત માર્ગોનો આ સિદ્ધાન્ત છે. ખ્રિસ્તિઆદિ વેદબાહ્ય ધર્મો પણ બહુધા દ્વૈતવાદી જ છે. અને આજે એવા ઢોંગી વેષધારીઓની પણ ખોટ નથી કે જેઓ પોતે જ લક્ષ્મીપતિ ભગવાન્ બની તથા કહેવડાવી તે પ્રમાણે પૂજાની ઇચ્છા રાખે છે. ઘણા મહાત્મા ગણાતા પુરુષોને તેમના ઉપાસકો સાક્ષાત્ શંકરસ્વરૂપ જ સ્વીકારે છે. સમગ્ર પાપાચરણની મૂર્તિરૂપ સ્ત્રીઓ સાક્ષાત્ જગદંબતરીકે મનાય છે તથા પૂજાય છે. શ્રીકૃષ્ણ અને ગોપીના રાસ આજે પણ થાય છે. ઘેરે ઘેર शिवोहम् અને ब्रह्माहमास्मिના ઉદ્ગાર થાય છે. ઘણા પાખંડીઓ શિવ અને બ્રહ્મસ્વરૂપ જ થઇને બેઠા છે તથા સાંજે એમની દુકાને કથામાં જ્યારે બધા શિકારરૂપ ઘરાકો ભેગા થાય છે ત્યારે બ્રહ્માનંદનો ડોળ કરી ઉચ્ચારે છે કે

ચાહિ બોધ જેનો સુકૃતિ, ભજે રામ નિષ્કામ,
તે મારો છે આતમા, कौने करुं प्रणाम.

અને એ દ્વારે શ્રીપરમાત્માની શુદ્ધ ભક્તિની કડાકૂટમાંથી પોતે તો છૂટી જ જાય છે અને પોતાનાં ઘરાકોને માત્ર પોતાની જ ઉપાસના કરવા પ્રબોધે છે. પરમાત્મા, ચૈતન્ય તો સર્વત્રવ્યાપક છે અને સર્વેથી અભિન્ન છે તેથી તેમની તો ઉપાસના શી કરવી હતી?

માત્ર પોતે શિકારી કે જે શિવ અને બ્રહ્મસ્વરૂપ છતાં એક દેશમાં જ વ્યાપક છે તેમની ઉપાસના પ્રાપ્ત રહે છે. કેમકે તેટલું જો ન રાખે તો તો દુકાનનો મૂલ ઉદ્દેશ જ નષ્ટ થાય અને દેવાળું નીકળે. પરંતુ આ મૂર્ખમંડલમાંથી કોઇને ભાન નથી કે જો શિવ અથવા બ્રહ્મસ્વરૂપ થયલા પુરુષે કોઇને પ્રણામ કર્તવ્ય નથી તો તેને કોઇના પ્રણામ સ્વીકારવાપણું પણ નથી. પરંતુ અવિદ્યાવૃત અંતઃકરણનો એ પણ એક સ્વભાવ જ છે કે નીતિ તેમ જ અનીતિમાં, જ્ઞાન તેમ જ અજ્ઞાનમાં સર્વ પ્રસંગે ન્યૂનતમ ક્લેશનો માર્ગ જ શોધવો, એટલે પોતાને નમસ્કાર કરવાની મેહેનત દૂર કરવી અને બીજા બધા શિષ્યો પોતાને નમે એટલો માત્ર બોધ કરવો.

૧૪ ઉપરના વિવેચનથી સમજાશે કે પૂર્વોક્ત દ્વૈત માર્ગોનો સિદ્ધાન્ત મોટે ભાગે પ્રચલિત છે, બહુ જ પ્રબલ છે અને તેની કક્ષામાં જોઇએ તો સત્ય પણ છે. અદ્વૈતવાદ અને અભેદ સિદ્ધાન્તનો દુરુપયોગ એટલો બધો થાય છે અને પૂર્વકાલમાં પણ એટલો બધો થતો હશે કે પૂર્વના દીર્ઘદર્શી કેટલાએક મહાપુરુષોને, અદ્વૈતવાદની સત્યતા અંતરમાં સ્વીકારતા છતાં, અનધિકારી પ્રજાને હાનિમાંથી બચાવવાને માટે, જાણી જોઇને દ્વૈત માર્ગોનાં પ્રતિપાદન અને સમર્થન કરવાની જરૂર જણાઇ હશે. જેથી આ જગતમાં જ્યાં સુધી "પાંચ ને પાંચ દશ" એ નિયમ સત્યતરીકે સ્વીકારવાપણું છે તથા જ્યાં સુધી કડવા પદાર્થને થુ થુ કરીને થુંકી નાંખવાપણું છે અને નારંગી, સક્કરજન, દરાખને હોંસે હોંસે ખાવાપણું છે, ત્યાં સુધી એટલે અધિકારની મર્યાદાપ્રમાણે, આ દ્વૈત સિદ્ધાન્તની સત્યતા પણ સ્વીકારવાની જ છે; ત્યાં સુધી જીવ શિવસ્વરૂપ નથી જ અને જીવ શિવ જુદા જ છે.

૧૫ આજના વખતના સેંકડે નવાણુ ટકા વેદાંતી અભેદવાદીઓ **निर्गंधा इव किंशुकाः** એટલે કેસુડાનાં ફુલજેવા છે. તેઓ એવું જ હાંકતા રહે છે કે વળી અદ્વૈતવાદમાં ઉપાસના જ શાની ? ઉપાસના તો દ્વૈત માર્ગોનું સાધન છે. પરંતુ આ પણ તેમનું આરૂઢ અજ્ઞાન જ છે, એ પણ ઉપરના વિવેચનથી સમજાયું હશે.

૧૬ આપ્રમાણે દ્વૈતવાદ અને અદ્વૈતવાદમાં ઉપાસનાના પરિણામી ફલમાં ભેદ દેખાય છે. પરંતુ એ ભેદ દેખવા માત્ર અથવા પ્રતીતિમાત્ર છે. બહારથી જોતાં તો ભેદ બહુ મોટો છે. પરંતુ તેટલે સુધી પહોંચ્યા પછી વસ્તુવિચારથી તેમ નથી. અમદાવાદથી મુંબઇ જતાં કોલાબા સ્ટેશન અને ચર્ચગેટવચ્ચે જે ભેદ ગણાય અને મુંબઇથી અમદાવાદ આવનારને અમદાવાદ અને બારેજડીવચ્ચે જે ભેદ

ગણાય તે ભેદ શિવસ્વરૂપ થવામાં અને શિવના ઉત્તમ ઉપાસક થવામાં છે. જો ચર્ચગેટઆગળ અથવા બારેજડીઆગળ ગાડી અટકી તો, જ્યાં સુધી ત્યાં પડયા છીએ ત્યાં સુધી, કોલાબા અથવા અમદાવાદરૂપ પરિણામી ગંતવ્ય ધામને પહોંચ્યા નથી જ એ નિર્વિવાદ છે. તેવી રીતે જ્યાં સુધી શુદ્ધ અભેદસ્વરૂપ થયા નથી ત્યાં સુધી જીવ અને શિવ જૂદા છે જ; અને ત્યાં સુધીનો ભેદ જેવડો મોટો ગણીએ તેવડો ગણાય એમ છે. પરંતુ જો મેલ ટ્રેન પૂર્ણ વેગમાં નિર્વિઘ્નપણે જાય છે તો તો ચર્ચગેટથી કોલાબા અથવા બારેજડીથી અમદાવાદ માત્ર બે મિનિટનો માર્ગ છે; તેવી રીતે દ્વૈતની પ્રતીતિપૂર્વક જ પણ શુદ્ધ ઉપાસના કરનાર ઉત્તમ ઉપાસક પરિણામે ઉપાસ્યસ્વરૂપ થયાવિના રહેતો નથી જ. તે છતાં કોઇ કહેશે કે નહિ, છેલ્લું સ્ટેશન કોલાબા કે અમદાવાદ નથી પણ ચર્ચગેટ અને બારેજડી છે તો એ અંતર એટલું જુજ છે કે તેને માટે હમણાં દુરાગ્રહ કરવાની જરૂર નથી. ચર્ચગેટ કે બારેજડી-સુધી તો પહોંચવા દો. તેટલે સુધી પહોંચ્યા પછી એની મેળે જણાશે કે છેવટનું સ્ટેશન કયું છે અને ત્યાં પોતાની મેળે જશે. આગ-ગાડીમાં બેઠા પહેલાં જ છેલ્લા સ્ટેશનની તકરારમાં ટ્રેન ગુમાવવી એ ડહાપણભરેલું નથી. તેવી રીતે આ સમગ્ર દ્વૈત સંપ્રદાયવાળા જે કહે છે તે હમણાં સ્વીકારવાને લેશ પણ વાંધો નથી.

જો ઉપાસનાનું પરિણામી ફલ શ્રીભગવાનના કે શ્રીપરમે-શ્વરના ઉત્તમ દાસ, ઉત્તમ સેવક, ઉત્તમ ઉપાસક થવું એ હોય તો એ ફલ પણ કંઇ નાનું નથી. દ્વૈતવાદીના પક્ષથી જો એ ફલ સર્વોત્તમ છે તો શુદ્ધ અદ્વૈતવાદીના પક્ષથી પણ એ ફલ સર્વોત્તમતુલ્ય જ છે. શ્રીભગવાન્, શ્રીશંકર કે આ વિશ્વના પરમ દૈવતને માટે પોતાને મન ગમતી, પોતાના માર્ગ, સંપ્રદાય, શાસ્ત્ર, સિદ્ધાન્તને અનુસરીને જે સંજ્ઞા રાખવી યોગ્ય જણાય, તે સંજ્ઞાથી અભિહિત, પણ, વિશ્વના પરમ ઈશ્વરના

**दासस्य दासस्य च दासदासः**

એ પદ પણ ઉત્તમ ભક્તોએ જો માગી લીધું છે તો એ ઈશના સાક્ષાત્ દાસ, સેવક ઉપાસકનું પદ શું ઓછું છે ? નથી જ, ઉલટું ઘણા ભક્તોએ તો એ યાચના કરી છે કે અમારે મુક્તિ નથી જોઇતી પણ ફરી ફરીને જન્મ આપો અને આપની ભક્તિ કરવા દો. આપની સાથે અભેદના અનુભવમાં કંઇ આનંદ નથી પણ નિરંતર આપની ભિન્ન ઇષ્ટરૂપે ભક્તિ કરવામાં જ અમને પરમ આનંદ છે.

૧૭ આ સર્વ પ્રેમની સીમાની યાચનાઓ તથા અમર્યાદાવસ્થાને પામેલા પ્રેમના ઉદ્‌ગારો છે. આ સ્થિતિ મહા ભાગ્યશાલી પુરુષોની જ છે, અને આ સ્થિતિમાં આનંદાદિની કોઇ પણ પ્રકારે ન્યૂનતા નથી જ. તથાપિ વસ્તુવિચારથી એમાં સોપાધિક આનંદની સ્પૃહાનો તથા અવસ્તુરૂપા માયાજન્ય અજ્ઞાનનો લેશ પણ છે. આ ઉપાસક પોતાના આ દ્વૈત ઉપાધિજન્ય સોપાધિક આનંદમાં જ એટલો મગ્ન થઇ ગયો છે કે તેને આ સ્થિતિમાં જ ઇષ્ટાપત્તિ બંધાઈ ગઈ છે. તથા આ કરતાં પણ ઉચ્ચ કોઇ નિરતિશય, નિરુપાધિ આનંદ હોઈ શકતો હશે કે કેમ તેનું એને ભાન જ નથી. અને તેથી જ પોતાની આખી અંતઃકરણઉપાધિ પૃથક્કરણ અને લયના ક્રમઉપર છતાં પણ તેનો સમૂલ લય ન થતાં તે કાયમની કાયમ રહે, જન્મો જન્મ મળતી રહે અને આ આનંદ મળતો રહે એમ તે, તે ક્ષણે માને છે. પરંતુ આ ભક્તિનિશો સોપાધિક એટલે અંતઃકરણરૂપ સામગ્રીની અપેક્ષાવાળો સાપેક્ષ હોવાથી ચઢ ઉતર સ્વભાવવાળો છે; તેથી એ પુરુષને યોગ્ય સમયે યથાર્થ ભાન થાય છે જ; તેથી તેમ જ આટલે સુધી પહોંચેલા પુરુષ શ્રીઇષ્ટના પરમ અનુગ્રહના પાત્ર હોવાથી, તે અનુગ્રહથી પણ એ પુરુષ છેવટે નિઃશ્રેયસ પદને પામે જ છે.

જેથી એ સ્થિતિ પણ આપણે તો ઇષ્ટ જ છે. અને અવશ્ય પ્રાપ્તવ્ય છે. તેથી ટ્રેનમાં બેસતાં પહેલાં જ તકરાર કરવાની જરૂર નથી. ચર્ચગેટ કે કોલાબા બંને સ્થળે જવાનો માર્ગ તો એક જ છે. તે પ્રમાણે ઉભય પ્રકારનાં પરિણામી ફલમાટે બાહ્યોપાસના અને આંતરોપાસનારૂપ સાધન તો સમાન જ છે. તેથી ફલનો વિવાદ ન કરતાં આપણે તો માત્ર આ ક્ષણે સાધનનો જ વિચાર કરીશું.

૧૮ હવે આંતરોપાસનાસંબંધમાં આપણે નવધા ભક્તિનો પુનઃ વિચાર કરીએ છીએ તો પાદસેવન, વંદન અને અર્ચનનાં પ્રકાર પ્રધાનપણે બાહ્યોપાસનાના છે અને ગૌણપણે ભાવનાના રૂપમાં આંતરોપાસનાના છે; એટલે બહાર પ્રકટ જે ઇષ્ટદેવ અથવા તેમની પ્રતિમાનાં નેત્રેન્દ્રિયથી દર્શન થતાં હોય તથા અર્ચનાદિ વિધિ થતા હોય, તે જ દેવ અથવા પ્રતિમાની પુનઃ માનસ પ્રતિમા મનમાં ધારીને અંતર્‌માં પણ જાણે અર્ચન, વંદનાદિ વિધિ કરતા હોઇએ એવી ભાવના કરવામાં આવે. એને માનસ પૂજા પણ કહીએ છીએ. અથવા પ્રકટદેવપ્રતિમાની સદૃશ નહિ પરંતુ વૃત્તિમાં સ્વતંત્ર જ કોઇ ઇષ્ટ દેવનું સ્વરૂપ ધારીને તેમનું પણ માનસ પૂજન કરી શકાય;

જેમકે શ્રીધ્રુવજીને શ્રીનારદ ભગવાને શ્રીવિષ્ણુ ભગવાનની ઉપાસના કરવામાટે તેમની કેવા પ્રકારના સ્વરૂપની ધારણા કરવી ને સ્વરૂપનું વર્ણન કરી બતાવ્યું હતું. આ ઉપાસનાનો પ્રકાર ધારણા, ધ્યાન અને માનસ પૂજનનો સંયુકત છે. પુરાણોમાં જે ભકત-શિરોમણિઓએ પોતપોતાના શ્રીઇષ્ટદેવને ભકિતથી પ્રસન્ન કર્યા છે તે આ સંયુકત પ્રયોગથી પણ છે. અને ઉપાસનાનો ક્રમ જોતાં એમ જ છે કે પ્રથમ પ્રવેશકો બાહ્યોપાસનાથી આરંભ કરે અને ક્રમે કરીને આંતરોપાસનાના પણ પુનઃ અનેક ક્રમોને સિદ્ધ કરતા કરતા પરિણામે કૃતકૃત્ય થાય.

૧૮ હવે શ્રવણ, કીર્તન, સખ્ય, અને દાસ્ય એ પ્રકાર પણ પ્રધાનપણે તો બાહ્યોપાસનાના જ છે તથાપિ એ પ્રકારો બાહ્યાંતર મિશ્ર ઉપાસનાના છે. શ્રવણ અને કીર્તન એ તો બાહ્ય ક્રિયા જ છે એટલે એમાં વૃત્તિને બહિર્મુખ અથવા બાહ્ય શબ્દાભિમુખ કર્યા વિના એ પ્રયોગ થતા જ નથી. શ્રવણ અને કીર્તન પ્રકટ તેમ જ અપ્રકટ ઉભય ઇષ્ટ દેવતામાટે સંભવે છે. એ સાધનો પણ સારાં તો છે જ તથાપિ એ અંતિમ એટલે છેવટનાં સાધનો નથી. કેમકે શ્રવણ ભક્તિનું બાહ્ય ઉત્તમ સ્વરૂપ લઇએ તો શ્રીઇષ્ટવ્યતિરિકત ઇતર કોઇ પણ વસ્તુવિષયક શ્રવણ થવું નહિ જોઇએ. હવે આ અંગ સધાવું કઠિન છે. કેમકે શ્રવણ કરવામાં શ્રોતા તો પોતાનાથી ભિન્ન વ્યકિતતરફથી આવતા શબ્દ શ્રવણ કરવામાં પરાધીન છે. તેથી જનમંડલમાં પૂર્ણ અંશે શ્રવણભકિત સંભવતી નથી અને નિર્જન પ્રદેશમાં શ્રવણ કરાવનાર કોઇ નથી એટલે ત્યાં પણ સંભવતી નથી. હવે ગૌણ અપૂર્ણ અંશે એવો અર્થ લઇએ કે દિવસનો મોટો ભાગ શ્રીઇષ્ટગુણો શ્રવણ કરવા, તો તે કદાપિ સંભવે છે. પરંતુ દીર્ઘ કાલ વિધિવત્ તેનો પ્રયોગ થવાથી એ ભકિતનું પર્યવસાન માનસ શ્રવણમાં જ થવાનું. દીર્ઘકાલ શ્રીઇષ્ટશ્રવણથી અંતઃકરણ શુદ્ધ થતાં એ ઉપાસકની વૃત્તિ અનાયાસ જ અંતર્મુખ થવા વેગવતી થવાની તે એટલે સુધી કે પછી બાહ્ય શ્રવણપ્રતિ તેને રુચિ ન રહે તથા અંતર્મુખ થયાવિના તેને ચેન જ ન પડે. અર્થાત્ આ બાહ્યોપાસનાનું પર્યવસાન આંતરોપાસનામાં જ સ્વભાવથી થવાનું. અને દીર્ઘકાલ જે શ્રવણ કરેલું છે તે અંતર્માં સ્મરણરૂપે પ્રવૃત્તિ કરવાનું. આ જ નિર્ણય શબ્દે શબ્દ કીર્તનભકિતમાટે પણ સમજવો.

૨૦ કીર્તનભક્તિનું પણ પૂર્ણ સ્વરૂપ તો શ્રીઇષ્ટવ્યતિરિકત ઇતર કોઇ પણ વ્યક્તિસંબંધી શબ્દનો ઉચ્ચાર પણ કરવો નહિ

અને શ્રવણ પણ કરવો નહિ એ છે. અર્થાત્ કીર્ત્તનભકિતમાં એક પક્ષથી શ્રવણભકિત અનુસ્યૂત રહેલી છે. જનમંડલમાં દેહવ્યવહાર કરતાં છતાં એવી કીર્ત્તનભક્તિ સંભવતી નથી. નિર્જન પ્રદેશમાં શ્રવણ કરતાં કીર્ત્તન થવું અધિક સંભવે છે. બાહ્ય શ્રવણ તો એક પણ બીજા મનુષ્યવિના સંભવતું જ નથી. અને કીર્ત્તન તો એકલો એક મનુષ્ય પોતે બહુ ઉત્તમ પ્રકારે કરી શકે. અનેક પક્ષથી વિચાર કરતાં શ્રવણભક્તિકરતાં કીર્ત્તનભકિતનું સાધન ઉચ્ચતર પ્રકારનું છે. શ્રવણભકિતનો યોગ્ય અભ્યાસ થયા પછી જ ઉપાસક કીર્ત્તન-ભકિતનો અધિકારી થાય છે. એ કીર્ત્તનભકિતનો પણ વિધિવત્ દીર્ઘ કાલ અભ્યાસ થવાથી વૃત્તિમાં બાહ્ય કીર્ત્તનની પ્રવૃત્તિવિષે ઉપરતિ થાય છે. કેમકે સમગ્ર શુદ્ધ સાત્વિક પ્રવૃત્તિનું સ્વાભાવિક ફલ જ એ છે કે અંતઃકરણ શુદ્ધ થતાં બાહ્ય પ્રવૃત્તિવિષે સહજ ઉપરતિ થવી અને આંતર પ્રવૃત્તિ અથવા સ્થિતિમાં રતિ થવી.

૨૧ જો આ ફલ ન થાય તો નિઃશંકપણે સમજવું કે સાધનમાં દોષ છે. વર્ષોનાં વર્ષોસુધી અને ઘરડા ખચ્ચર થતાં સુધી કથા શ્રવણ કરનારની મતિમાં સુધારો અને પ્રવૃત્તિમાં ઘટાડો જણાતો નથી એ બતાવી આપે છે કે એ કથા કરનાર અને શ્રોતા બંને દોષના ભંડાર છે. જો દરિઆના ખારા પાટમાં બાગાયતનો પાક ઉતરે તો આ બાઇશ્રીઓના ભેજામાં ભકિતનો ભાસ થાય. તેમ જ જીવતાં સુધી ભજનકીર્ત્તનની ટોળીઓ કરીને શ્રીરણછોડજીને ઠગવા દર પૂનેમે ડાકોર જાય અને પથરા ભગતની ટોળી અને ઇટિકા ભગતની મંડળીઓ કરે પરંતુ તેમાંથી આ ઠગારાઓને જો લેશ પણ ભક્તિનો પાશ બેશે તો શ્રીરણછોડજીના જ સમ ! આવા સમ ખાવાથી કોઇએ ભડકવાની જરૂર નથી. કેમકે પ્રથમ તો એ સમ ખોટા પડવાના જ નથી. અને પડે તોપણ શ્રીરણછોડજી અજરામર છે. એટલે કંઇ હાનિજેવું નથી. વળી બધી જ ભજનીયા ટોળી આવી છે એવો કંઇ દુરાગ્રહ નથી. કદાપિ કોઇ ટોળી યથાર્થ પ્રવૃત્તિ કરનારી પણ હશે. પરંતુ તેની પરીક્ષા જ એ કે યથાર્થ ભકિત કરનારી ટોળીને આવા ઉદ્દગારોથી કદાપિ ખોટું લાગવાનો સંભવ નથી; કેમકે તેમનાં અંતઃકરણ શુદ્ધ હોવાથી તેઓ આ ઉદ્દગારોનો શુદ્ધ ભાવ સમજી શકશે. અને કદાપિ આ ઉદ્દગારો શુદ્ધ ભાવના નહિ હોય તો પણ તેઓ તો ક્ષમાશીલ જ હોવાના. અને જેમને આ ઉદ્દગારોથી મરચું લાગશે તેઓ આ ખોટું લગાડવાની ક્રિયાથી પોતાની મેળે જ સિદ્ધ કરી આપશે કે તેમનાં અંતઃકરણના મેલના ઉકરડા યથાર્થ

કીર્ત્તનભક્તિરૂપ અગ્નિથી બળીને ભસ્મીભૂત થયા નથી.

૨૨ આ લખાણ જરા સખ્ત છે તે લેખક જાણે છે પરંતુ આ "કળજુગ" માં ઢોંગ એટલો બધો વધી ગયો છે, અને ખરાનો આડંબર એટલો થયો છે કે ઢોંગી અને સમગ્ર દુર્ગુણના આગારરૂપ લોકો મોટા ભગતમાં ગણાય છે; વેસ્યાવાડો રાખનારી સ્ત્રીઓ માતાજી સંજ્ઞાથી સંબોધાય છે અને યથાશક્તિ શુદ્ધ ભક્તિ કરનાર કોઇ રડયો ખડયો ખરો સાધુ ઢોંગીમાં ખપી જાય છે. અનેક શાસ્ત્રપારંગત સમર્થ વિદ્વાનો પણ ઢોંગી દુષ્ટ ભગતડાંઓ અને શુદ્ધ ભક્તો એનો ભેદ પારખવામાં ભૂલથાપ ખાઇ જાય છે; અને આ સર્વના પરિણામમાં જનમંડલને પારમાર્થિક હાનિ બહુ મોટી થાય છે. આ આદિ કારણોને લીધે જ વિવેકી પ્રજાને સાવધાન કરવાના ઉદ્દેશથી પ્રસંગોપાત્ત ધર્મનાં અયથાર્થ સ્વરૂપોનું ખંડન કરવું યોગ્ય ધાર્યું છે.

૨૩ જેથી શ્રવણ અને કીર્ત્તન એ પ્રધાનપણે આરંભમાં બાહ્યોપાસનાનાં અંગ છતાં અધિકાર તથા પ્રેમ વધતાં પરિણામે આંતરોપાસનારૂપ જ થાય છે. પાદસેવન, અર્ચન અને વંદન પણ દીર્ઘકાલ વિધિવત્ થવાથી એ જ પરિણામને પામનારાં છે.

૨૪ હવે આંતરોપાસનાના સ્વરૂપનો વિચાર કરતાં આપણને જણાશે કે સમગ્ર પ્રકારની ઉપાસનાનું સ્વરૂપ એક સ્મરણભક્તિમાં શમાઇ જાય છે. કેમકે સર્વથી પ્રથમ સ્મરણ એટલે શું? કોઇ પણ પૂર્વ કાલે, નેત્ર, શ્રોત્ર, આદિ બાહ્યેન્દ્રિયદ્વારે, બાહ્યપદાર્થોના જે સંસ્કારો મગજ અને અંતઃકરણપટઉપર પડ્યા હોય તે સંસ્કારોનું, કોઇ પણ ઉત્તરકાલે, તે નેત્રાદિ ઇન્દ્રિય તેમ જ તે મૂલ પદાર્થની અપેક્ષાવિના પણ, મગજ તથા અંતઃકરણમાં સ્ફુરણ થવું તે. સ્મરણની આ વ્યાખ્યામાં ધારણા ધ્યાન અને સમગ્ર આંતરવ્યાપારનો સમાવેશ થઇ જાય છે. કેમકે જ્ઞાનેન્દ્રિય અને કર્મેન્દ્રિયના દ્વારવિના કોઇ પણ સંસ્કાર અંતઃકરણમાં પ્રવેશી શકતો નથી. એ જ કારણને લીધે વર્તમાન જન્મમાં નહિ પ્રવેશેલા એવા સંસ્કારોના અંતરમાં ઉદયના હેતુમાટે, પૂર્વજન્મના શરીરોમાં બાહ્ય કરણોદ્વારે સંસ્કારો પ્રવેશવાના અનુમાનને અવકાશ આપી પૂર્વજન્મ સ્વીકારવો અવશ્ય પ્રાપ્ત થાય છે.

૨૫ સ્મરણભક્તિનું આ સ્વરૂપ લઇને હવે આપણે ભક્તિના ઇતર પ્રકારોના પરિણામી ફલનો વિચાર સહજ કરી શકીશું;

બહાર પ્રકટ ઇશ અથવા પ્રતિમાને દીર્ઘકાલ વંદન એટલે દર્શન-નમસ્કારાદિ વિધિવત્ કરવાથી એ ઇષ્ટદેવ અથવા દેવીની પ્રતિમા આપણા અંતઃકરણમાં સ્મૃતિરૂપે દૃઢ થાય છે તથા યોગ્ય સમય-

પછી બહારની પ્રતિમાની અપેક્ષાવિના પણ અંતરૂમાં સિદ્ધ થયલી પ્રતિમાને વંદનાદિ કરી શકાય છે. અને એ પ્રકારે કરી શકાય તો જ એ વંદનભક્તિ સિદ્ધ થયલી ગણવી જોઇએ. અર્ચન અને પાદ-સેવન પણ એ જ પ્રમાણે દીર્ઘકાલ શ્રદ્ધાભક્તિપૂર્વક થવાથી અંતરૂમાં સ્મૃતિ અથવા ભાવનારૂપે સિદ્ધ થવાં જોઇએ. એટલે કે કોઇ પણ સમયે સૂતાં, બેસતાં, બે ઘડી આરામ લેતાં કે સ્નાન કરી આસન કરી ધારણા કરતાં જ્યારે ઇચ્છા હોય ત્યારે આપણા ઇષ્ટદેવની પ્રતિમા આપણાં આંતર ચક્ષુઆગળ ખડી થવી જોઇએ તથા તેના વંદન અર્ચન આદિ સર્વ વિધિ સ્મૃતિમાં, ભાવનામાં, માનસ પ્રકારે થવાનો સંતોષ આપણને મળવો જોઇએ. સમગ્ર પ્રકારની બાહ્યપૂજાનો લ્હાવો માનસ પૂજામાં મળવો જોઇએ. કોઇ કહેશે કે બાહ્યપૂજામાં ધૂપનો સુગંધ આવતો હોય તે માનસ પૂજામાં શી રીતે આવે ? તો ઉત્તર કે આ માનસ પૂજા અથવા સ્મરણભક્તિ એ બીજું કંઇ જ નથી પણ ધારણાધ્યાન અથવા સંયમનું બીજું નામ છે. અને યોગ્ય સંયમ સિદ્ધ થવાથી સાક્ષાત્ ગંધના સંસ્કાર પણ વૃત્તિમાં પ્રકટ કરી ખરેખરા સુગંધનો આનંદ પણ મેળવી શકાય. પરંતુ આ પ્રયોગ બહુ જ કઠિન છે તેથી સાદા વાતોના તડાકામાં કોઇએ એવી મોટી આશા બાંધવી જ નહિ કે તેમાંથી આશા ભંગ થવાનો પ્રસંગ આવે. આપણી નેત્ર ઇન્દ્રિય અને રૂપવૃત્તિ સર્વથી અધિક ચપલ છે, તેથી સર્વથી પહેલાં અને અલ્પ આયાસમાં રૂપના સંસ્કારો જ અંતરૂમાં જેવા ને તેવા પ્રકટ કરી શકાય છે. શબ્દ, સ્પર્શ, રસ, ગંધના સંસ્કારો પ્રકટ થવાને બહુ જ ઉચ્ચ પ્રકારના સંયમની અપેક્ષા છે તે સુસાધ્ય નથી. અને શ્રીપરમાત્માનું સ્વરૂપ સિદ્ધ કરવાના અનેક ઉપાયોમાં ભક્તિરૂપ ઉપાય એવા પ્રકારનો છે અને હોવો જોઇએ કે તેને નાના મોટા સર્વ સાધી શકે. લૂલાં, લંગડાં, અંધ, બધિર, અપંગ, મંદબુદ્ધિ અને દોકડો પણ જેની પાસે નથી એવા સમગ્ર સાધનવિનાનાં નિર્ધન પણ આ ભક્તિરૂપ સાધન સાધી શકે એમ છે. જ્ઞાનમાર્ગથી તત્ત્વવિચાર કરવાને માટે અસાધારણ બુદ્ધિસામર્થ્યની જરૂર છે. યોગમાર્ગથી ધારણા, ધ્યાન, સમાધિ સિદ્ધ કરવાને આરંભથી જ કેટલાએક અનુકૂલતાઓ અને નીરોગ શરીરની અપેક્ષા છે. તેનાં સાધનો ઘણાં કઠિન છે અને એવા પ્રકારનાં છે કે અત્યંત દીર્ઘકાલ સેવન થાય તો જ તેમાંથી આનંદનો આવિર્ભાવ થાય. ભક્તિ અથવા ઉપાસનામાર્ગ એવા પ્રકારનો છે કે શરીરબુદ્ધિધનાદિ સંપત્તિસંપન્ન પુરુષ પણ તેને સાધી શકે અને એ સમગ્રસંપત્તિ-

રહિત નિષ્કિંચન પુરુષ પણ સાધી શકે. ભક્તિ કરવાને બાહ્ય સામગ્રીની અપેક્ષા નહિ જેવી છે, આરંભમાં શ્રમ નહિ જેવો છે. પોતાના અધિકારપ્રમાણે આનંદનું ભાન થોડા જ અભ્યાસમાં થાય છે, ઉત્સાહ કાયમ રહેવાને ઘણાં કારણો મળે છે અને અવિનાશી ફલ તો પ્રાપ્ત થાય છે જ. આપ્રમાણે ભેદ હોવાનાં ઘણાં કારણો છે. તેથી તાત્પર્ય કે અનેક પ્રકારે અશક્ત, અને બહુ શ્રમ નહિ કરી શકનાર માટે ભક્તિ અથવા ઉપાસના સર્વથી સુલભ સાધન છે.

૨૬ જેથી આંતરોપાસનામાં સર્વથી સુલભપણે માત્ર રૂપના સંસ્કારો જ પ્રકટ કરવામાં આવે છે. ધારણાધ્યાનમાં પણ એમ જ છે. તેથી વંદનાદિ ભક્તિનું છેવટે સ્મરણભક્તિમાં અથવા ધારણામાં પર્યવસાન ન થાય તો એ ભક્તિ વિધિવત્ સધાઇ જ નથી એમ સમજવું જોઇએ.

૨૭ અસંખ્ય દેવમંદિરોમાં લોકોનાં ટોળેટોળાં "જે જે જે જે" કરતાં દોડે છે અને દશ વર્ષનાં બાલકથી તે સાઠ વર્ષનાં વૃદ્ધસુધીનાં સ્ત્રીપુરુષો બિચારાં નિત્ય ધક્કા ખાય છે તે આ વંદનભક્તિને કરનારાં છે. તે જ પ્રમાણે શિવાલયોમાં તથા શ્રી અંબાજી, બહુચરાજી આદિનાં મંદિરોમાં પણ લોકો દર્શને જાય છે તે વંદનભક્તિ છે. પૂજાસામગ્રી લઇને જેઓ શિવાલયોમાં જાય છે તે અર્ચનભક્તિ કરે છે. અને સર્વ લોકોને ઘેર જે દેવસેવા હોય છે તેમાં વંદન, અર્ચન આદિ અનેક પ્રકારની ભક્તિ થાય છે. હવે આપણાં નિશાળનાં ધોરણોસાથે સરખાવતાં ભક્તિમાર્ગમાં આ સર્વથી પહેલી ચોપડીનો અભ્યાસ છે. જેવી રીતે પહેલી ચોપડી ભણનારે વર્ષે બે વર્ષે પણ બીજી ચોપડીમાં ચઢીને ક્રમે કરીને સાત આઠ દશ વર્ષે પણ ૭ ધોરણ પૂરાં કરવાં જોઇએ તેમ આ વંદનઅર્ચનાદિ બાહ્યોપસનારૂપ પહેલી ચોપડી ભણનારાંઓએ શ્રવણકીર્ત્તનાદિ બીજી ચોપડીમાં જવું જોઇએ. અને એ પ્રમાણે બાહ્યોપાસનાનાં ધોરણો પૂરાં કરી આંતરોપાસનાનાં ધોરણમાં ચઢવું જોઇએ. નહિ તો ઘરડાં ખચ્ચર થતાંસુધી શ્રીકૃષ્ણના મંદિરમાં "જે જે જે" માત્ર કરતા રહેવાથી અથવા શિવાલયમાં બોકડાનું અનુકરણ માત્ર કરતા રહેવાથી અથવા શ્રીઅંબિકાના દેવલમાં "જે અંબે" માત્ર કરતા રહેવાથી એ શ્રી મહાદેવ, શ્રી વિષ્ણુ અને શ્રીમહાશક્તિ આદિ દેવોનું તેમ જ ભક્તિમાર્ગનુ વગોણું માત્ર થાય છે. નિશાળોમાં પણ છોકરાઓ એકના એક ધોરણમાં ઘણાં વર્ષ પડી રહે છે અને એમના જ્ઞાનમાં વૃદ્ધિ થતી જણાતી નથી ત્યારે એ નિશાળોનું, નિશાળના શિક્ષકોનું,

આખી શિક્ષણપદ્ધતિનું અને આખા કેળવણીખાતાનું વગોણું થાય છે તે સર્વને પ્રસિદ્ધ છે.

તેથી વંદનાદિ ભક્તિનાં સાધનો આખાં આયુષ્સુધી તેનાં તે જ કરવાનાં નથી, પરંતુ તેમાં વૃદ્ધિંગત થવાનું છે. હવે આ ભક્તિ અથવા ઉપાસનાનાં ધોરણોનો ક્રમ ઉપર જણાવાઇ તો ગયો જ છે. તેને આપણે પુનઃ અત્ર સ્પષ્ટ કરીશું.

૨૮ ઉપાસનામાં પ્રવેશ કરનાર સર્વથી પ્રથમ ઇષ્ટ દેવતાને વંદન, નમસ્કાર કરવાથી આરંભ કરે છે. આપણે ઇતર ધર્મનાં દેવાલયોમાં જઇએ છીએ, ત્યારે તેમના દેવતા આપણને સાક્ષાત્ ઉપાસ્ય હોતા નથી તોપણ સર્વ દેવને નમસ્કાર કરવારૂપ પારમાર્થિક વિવેકસંપન્ન હોવાથી તેમને આપણે વંદન કરવું યોગ્ય ગણીએ છીએ. તેથી ઉપાસનાના સર્વ પ્રકારોમાં વંદનનો પ્રકાર પહેલો અથવા આરંભનો ગણાવા યોગ્ય છે.

વંદન, નમસ્કાર કરનારને જો અધિક ભક્તિ હોય છે તો દેવાલયોમાં અથવા પોતાને ઘેર પોતાના દેવતાનું અર્ચન તથા પાદસેવન એટલે પૂજન કરવાનું રાખે છે. જનમંડલમાં જોતાં ઘણા લોકો માત્ર દેવાલયોમાં જ દર્શન, વંદન, નમસ્કાર કરવામાં જ પોતાના સમગ્ર આયુષ્ના પારમાર્થિક કર્તવ્યની પૂર્ણતા સમજે છે. તેઓ ઘેર કંઇ દેવસેવા રાખતા નથી. તેમના કરતાં ન્યૂન સંખ્યાવાળો ભાગ દેવાલયોમાં દર્શન કરવાઉપરાંત ઘેર પણ દેવસેવા રાખનારો છે. તેવા લોકો કાં તો વૈષ્ણવમાર્ગપ્રમાણે **શ્રીકૃષ્ણ**ની સેવા, અથવા **શ્રીરામ**ની સેવા અથવા ઇતર કોઇ પણ રૂપમાં **શ્રીવિષ્ણુ**ની સેવા રાખે છે. બ્રાહ્મણવર્ગનો આસ્તિક ભાગ **શ્રીશંકર**નું બાણ રાખે છે અથવા કોઇ મૃત્તિકાનાં નિત્ય નવાં બાણ રચે છે અને તેમનું પોતાને ઘેર પોતે સ્વીકારેલા વિધિપ્રમાણે પૂજન કરે છે; અથવા કેટલાએક નિત્ય શિવાલયમાં જઇને **શ્રીશંકર**નું પૂજન કરી આવે છે. એ જ પ્રમાણે **શ્રીમહાકાલી**ના ઉપાસકો અનેક રૂપમાં તેમની પ્રતિમા પોતાને ઘેર રાખી તેનું પૂજન કરે છે. આ સર્વ લોકો સામાન્ય વંદન-નમસ્કાર કરનાર લોકોકરતાં અધિક ભક્તિવાળા અથવા ઉપાસનાના માર્ગમાં ઉચ્ચતર અધિકવાળા છે એ ખુલ્લું છે. શાળાઓનાં ધોરણોની પેઠે ભક્તિમાર્ગની જો ભૂમિકા ગણીએ તો આ અર્ચન અને પાદ-સેવનની બીજી ભૂમિકા ગણાવા યોગ્ય છે. કોઇ કહેશે કે આજના વખતમાં એ " જે જે જે " વંદન કરનારા પણ દંભી છે અને પૂજાનો હટીઆરો માંડનારા પણ દંભી છે. પરંતુ સર્વ કંઇ તેવા

હોતા નથી. ઘણો ભાગ તો અજ્ઞાનનેં લીધે, વગર સમજ્યે ભોળા ભાવથી પણ પોતાના મનથી તો પોતે બહુ ભક્તિ કરે છે એમ સમજીને જ આ વ્યાપાર કરે છે. તેથી એ ભક્તિમાં ગમે તેટલા દોષ હોય તો પણ જેટલે અંશે ખાધીકરતાં માદરપાટ ચઢે તેટલે અંશે નમસ્કારની પહેલી ભૂમિકાકરતાં અર્ચનપૂજનની બીજી ભૂમિકા ઉત્કૃષ્ટ તો છે જ.

૨૯ ત્યાર પછી શ્રવણભક્તિ ત્રીજી ભૂમિકામાં અને કીર્તન-ભક્તિ ચોથી ભૂમિકામાં ગણાવા યોગ્ય છે. કેમકે અર્ચનપૂજનની ક્રિયા પ્રધાનપણે યાંત્રિક છે. અંતઃકરણમાં શ્રદ્ધાભક્તિનાં સ્ફુરણ હોય છે ખરાં તથાપિ એ સ્ફુરણ જો અતિ ઉચ્ચ પ્રકારનાં હોય તો એ ભક્ત આ અર્ચનભક્તિની ભૂમિકામાં હોય નહિ પરંતુ દાસ્ય આદિ ઉચ્ચ ભૂમિકાઓમાં હોય કે જ્યાં અર્ચનના વિધિને જ પ્રધાન ગણવામાં આવતો નથી. અર્ચનભક્તિ એ પ્રધાનપણે બાહ્યોપાસનાનો પ્રકાર છે. તેથી જે ઉપાસકો એટલે સુધી જ વધેલા હોય અને શ્રી ઇષ્ટવિષયક ઉચ્ચ નિષ્કામ પ્રેમથી જેમનાં અંતઃકરણ પરવશ નહિ થયલાં હોય તેમને આંતર પ્રેમ ગૌણ હોય છે અને બાહ્ય યાંત્રિક ક્રિયા જ પ્રધાન હોય છે. તેથી માત્ર અર્ચનભક્તિની ભૂમિકા પ્રમાણમાં ઉત-રતા પ્રકારની છે. અને શ્રવણભક્તિની ભૂમિકા ઉત્કૃષ્ટ પ્રકારની છે. શ્રવણ અને કીર્તનભક્તિ બાહ્ય અને આંતર ઉપાસનાનું મિશ્રણ છે. કેવલ યાંત્રિક ક્રિયાથી થાય એમ નથી. એમાં મગજને બુદ્ધિપૂર્વક રોકાવાની જરૂર છે. એક પાસથી ઊંઘબગાસાંના જોરથી ત્રાજવાં તોળાતાં જાય અને બીજી પાસથી કથાનું વ્યાખ્યાન ચાલતું જાય એવું આજે ઘણું બને છે પરતુ ત્યારે તેને શ્રવણભક્તિની સંજ્ઞા જ ઘટતી નથી. લેશ પણ પ્રેમનો આવિર્ભાવ અને જાગ્રદવસ્થાવિના તો ભક્તિની સંજ્ઞા જ ઘટતી નથી. તેથી જેઓ થોડા ઘણા પણ પ્રેમ-પૂર્વક શ્રીઇષ્ટકથા, ભજનકીર્તનઆદિ શ્રવણ કરે છે તેઓ જ અંશતઃ પણ શ્રવણભક્તિના સાધક ગણાઇ શકે. અને જેઓ અધિક આગ્રહપૂર્વક અને અહોરાત્રનો તથા આયુષ્નો મોટો ભાગ પોતાના ઇષ્ટદેવના ગુણશ્રવણમાં જ ગાળે છે તેઓ એ ભક્તિના ઉચ્ચ અધિકારવાળા સાધક ગણાય છે. વેદાંતશાસ્ત્રમાં બ્રહ્મવિચારનું યથાર્થ શ્રવણ જેમ ષડ્લિંગપૂર્વક થવું જોઇએ તેમ આ ભક્તિમાર્ગમાં પણ શ્રીઇષ્ટગુણ—સ્વરૂપાદિનું શ્રવણ પણ તદ્વત્ જ કરવાનું છે. એટલે કે એ શ્રવણ પણ સમજીને, પૂર્વાપર સંબંધના વિચારપૂર્વક અને વિશેષમાં ભક્તિના પ્રવાહપૂર્વક કરવાનું છે. તથાપિ શ્રવણમાં

શ્રોતા ભકતને ઘણે ભાગે શાંત એકાગ્ર વૃત્તિથી માત્ર શ્રવણ જ કરવાનું છે અને તેનો તત્કાલ ઉપયોગ વિચારરૂપ માનસ વ્યાપાર કરવામાં છે. બાહ્ય વ્યાપાર કોઇ કરવાનો નથી. તેથી જ કથા શ્રવણ કરતાં કરતાં શાંતિ અને એકાગ્રતાને બદલે નિદ્રાની એકાગ્રતા થઇ જાય છે. કીર્તનભક્તિ આ કરતાં ભિન્ન અને ઉત્કૃષ્ટ પ્રકારની છે. કેમકે તેમાં પણ શ્રવણના ફલરૂપે શ્રીઇષ્ટગુણ-સ્વરૂપાદિના વિચારો તો મગજમાં ઉપસ્થિત રાખવા જ પડે છે, પરંતુ તે ઉપરાંત સ્વમુખેથી ગદ્યપદ્યાદિના ઉચ્ચાર કરવારૂપ વિશેષ ઉદ્યોગ કરવો પડે છે. અને એ ઉદ્યોગ જેમ અધિક પ્રેમપૂર્વક હોય છે તેમ શરીર તથા મનને અધિક મસ્તી અથવા શૂર ચઢે છે. એ ભક્તિમાં બાહ્ય શારીરક વ્યાપારને એટલો બધો અવકાશ છે કે એમાં નિદ્રા આદિ દોષોને અવકાશ નથી. જેવી રીતે કીર્તનભકિત. એ ભક્તિના અનેક પ્રકારમાંનો એક પ્રકાર છે, તેવી રીતે કીર્તનભક્તિના પણ પુનઃ અનેક પેટા ભેદ છે. સાદા વિષ્ણુસહસ્રનામ અથવા શિવકવચ, મહિમ્નસ્તોત્ર, અષ્ટાધ્યાયી રુદ્રી, શ્રીમદ્ભગવદ્ગીતા, આદિત્યહૃદય, ચંડીપાઠ આદિનો વૈખરીવાણીથી પાઠ કરવો એ પણ કીર્તનભકિત છે. શ્રીવેદના વૈખરીવાણીથી સ્વરસંયુક્ત વિધિવત્ ઉચ્ચાર કરવા એ પણ કીર્તનભકિત છે. પોતાના ઇષ્ટ દેવના સ્વરૂપનાં વર્ણન કરનાર પદો ગાવાં એ પણ કીર્તનભકિત છે. શ્રીભાગવત, શ્રીશિવપુરાણ આદિ ગદ્યપદ્યાત્મક ગ્રંથોની વૈખરીવાણીથી વિધિવત્ કથા કરવી એ પણ કીર્તનભકિત છે અને શ્રીશંકરની રાવણે તાંડવનૃત્યસહ જે ઉપાસના કરી હતી તે પણ કીર્તનભકિત હતી. આ સર્વ પ્રકાર જેટલે અંશે યાંત્રિક, જેટલે અંશે માત્ર શારીરક વ્યાપાર પ્રધાન અને આંતરભકિતનો પ્રવાહ જેટલે અંશે મંદ તેટલે અંશે તેમાં દંભ સમજવો, તથા જેટલે અંશે પ્રેમનો વેગ બલવાન્ તેટલે અંશે ઉત્કૃષ્ટ સમજવો. જો સર્વ પ્રકારમાં પ્રેમ સમાન હોય તો રાવણનો કીર્તનભકિતનો નૃત્યગીતસાથેનો પ્રકાર સર્વથી ઉત્કૃષ્ટ છે. કેમકે એમાં સંગીતથી સર્વજ્ઞાનેન્દ્રિયો જગત્ અને જગત્ના વિષયોથી વિમુખ અને સંગીતમાં પ્રતિપાદ્ય શ્રીઇષ્ટ દેવને અભિમુખ થાય છે. નૃત્યવાદ્યથી સમગ્ર કર્મેન્દ્રિયો પણ પ્રસન્નતાપૂર્વક જગદ્વિષયક વ્યવહારથી ઉપરત થઇ ઇષ્ટવિષયક વ્યવહારમાં ઉદ્યત થાય છે. અને સ્તોત્રના પદના અર્થની ભાવનામાં અંતઃકરણસામગ્રી ગ્રસ્ત થાય છે. તેથી સમગ્ર અંતઃકરણ અને બાહ્ય કરણોને એકે કાલે ઇષ્ટાભિમુખ કરનાર સાધન આ કીર્તનભક્તિસમાન બીજું નથી. અને

સોપાધિક આનંદમાં જ પ્રીતિવાળા, વિષયાનંદમાં સ્પૃહાવાળાને માટે તો કીર્તનભક્તિજેવું અન્ય કોઇ પણ સાધન નથી જ. નૃત્યસાથે કીર્તનભક્તિનો પ્રકાર અધિકારના પ્રમાણમાં બહુ જ ઉત્તમ છે. એની જેટલી સ્તુતિ કરીએ તેટલી થોડી છે. પરંતુ આ કાલે સર્વ ઉત્તમ વસ્તુ-ઓનો દુરુપયોગ થાય છે તેમ આ નૃત્યવાદ્યસંયુક્ત કીર્તનભકિતનો પણ દુરુપયોગ થાય છે તેથી નિરુપાય થવાય છે. શ્રીકૃષ્ણની ઉપાસનાને નામે પુરુષો ચોળીઓ પહેરી ગોપી બનીને થૈ થૈ નાચે છે અને એ દ્વારે અનેક કુકર્મમાં સહાયરૂપ બને છે એ માત્ર આ કલિયુગમાં સદ્ધર્મના પ્રણાશ અને વિપર્યયનાં અનેક લક્ષણોમાંનું એક લક્ષણ છે. વામ-માર્ગીઓ પણ આવી જ રીતે ભકિતને નામે દુરાચાર કરે છે. અને કેટલા-એક ધર્મગુરુઓ પણ આવા પ્રકારે પોતાની વિષયવૃત્તિને તૃપ્ત કરીને, સમગ્ર ઐશ્વર્યસંપન્ન પૂર્ણપુરુષોત્તમ શ્રીકૃષ્ણ ભગવાનને, શ્રીભાગવતઆદિ સતશાસ્ત્રને, આખા શ્રીવિષ્ણુની ઉપાસનાના વૈષ્ણવમાર્ગને અને પરધર્મી અને પરદેશીઓની દૃષ્ટિથી આખા આર્ય અથવા હિંદુ ધર્મને વગોવે છે એ આર્યધર્મનો વિપર્યય થવા બેઠો છે એટલું જ માત્ર સૂચવે છે. વામમાર્ગીઓ, બાવા સાધુઓ, અને અઘોરીઓ એ જ પ્રમાણે શ્રીશંકરની અને શ્રીમહાશકિતની ઉપાસનાને વગોવે છે, તે-માં ઉપાય નથી. શરત્ પૂર્ણિમાની રાત્રિએ સ્ત્રીઓને ગરબા ગાવાનો સંપ્રદાય પણ મૂલ શ્રીમહાકાલીની બહુ જ પ્રકારની કીર્તનભકિતના અંગરૂપ છે; તે ગરબા આજે વેશ્યાના જ અથવા વેશ્યાધર્મને આચરનારી સ્ત્રીના જ ઉત્તમ ગણાય છે એમ થઇ ગયું છે. ગરબા-ને અંગે અસંખ્ય દુરાચારો વધી પડયા છે અને કુલીન સ્ત્રીપુરુષો-એ ગરબા જોવા પણ નહિ અને તેમાં કોઇ પણ પ્રકારનો ભાગ પણ લેવો નહિ એવો ઉલટો પ્રતિબંધ નીતિજ્ઞ પુરુષોને કરવો પડયો છે, એ ધર્મનો હ્રાસ થવા બેઠો છે એમ બતાવે છે. કીર્તનભક્તિના એક આચાર્યરૂપ શ્રદ્ધાભક્તિસંપન્ન દયારામભાઇ-એ તો કદાપિ શુદ્ધ પ્રેમથી પદો જોડયાં હશે પરંતુ એ પદોએ આજે શુદ્ધ ધર્મ, શુદ્ધ પ્રેમ, અને શુદ્ધ નીતિનો ઘાણ કાઢી નાંખ્યો છે. સર્વવ્યાપક શ્રીવિષ્ણુને ખસેડી મૂકીને દયારામભાઈ સર્વવ્યાપક થઇ ગયા છે. આ સર્વ અનર્થ એકે કાલે અથવા કોઇ પણ એક વ્યકિતથી અટકે એવો સંભવ નથી. પરંતુ સુજ્ઞ પ્રજાને તથા યથા-ર્થ ઉપાસના કરવાની શુભ ઇચ્છાવાળાઓને ઉપાસનાનાં સતઅસત અથવા સારાંનઠારાં અથવા હેયઉપાદેય સ્વરૂપોનો વિવેક કરવો ઠીક પડે એ હેતુથી આ દુરાચારોનું પણ સહજ પ્રદર્શન કર્યું છે.

ર્કાર્તનભક્તિ જેમ આગળ વર્ણાયલી બીજી ભકિતના પ્રકાર-કરતાં ઉત્તમ છે, તેમ બીજી ભક્તિકરતાં આ ભકિતને નામે જ દુરાચાર પણ અધિક થાય છે.

૩૦ પરંતુ જો શુદ્ધ રીતે આ ઉપાસના કરવામાં આવે તો મનોનિગ્રહ કરવાને વૃત્તિનો સંયમ અથવા નિરોધ કરવાને કીર્ત્તન-ભકિતજેવો સુલભ ઉપાય બીજો નથી. ખાસ કરીને વ્યવહારના રગડામાં ફસાયલાઓને વ્યવહારની સમગ્ર જંજાળને ક્ષણવારમાં ભૂલાવીને શ્રીઇષ્ટચિંતનમાં લીન કરનાર સાધન આ એક જ છે. જેવી રીતે લૌકિક માદક પદાર્થોના નિશા ચઢે છે તેવી રીતે આ કીર્ત્તન-ભકિત શુદ્ધ પ્રકારે સધાઈ હોય તો ભકિતનો નિશો ચઢાવે છે, જે વિશુદ્ધ આનંદનો અનુભવ કરાવે છે. સર્વના જાણવામાં હશે કે નિ-ર્ધન અને દુઃખી મનુષ્યો પોતાનાં ન સહન થાય તેવાં દુઃખના વિ-સારામાટે તાડી દારૂ આદિ માદક પદાર્થોને નિરંતર સેવે છે. ઘણા શો-ખને માટે માદક પદાર્થોને સેવે છે, પરંતુ મોટો ભાગ તો ક્ષુધા આદિ શારીરક દુઃખો અને સંસારના અનેક ક્લેશો-નો વિસારો પાડવાને માટે જ મદ્યાદિનું સેવન કરે છે, અને તે નિશો ઉતરેથી સવારના પહોરમાં બિચારાં પાછાં આ દુઃખસાગરમાં ઝળકોળાં ખાતાં અથડાય છે. માત્ર ગરીબ લોકો જ આ દશામાં છે એમ નથી. સારા સારા મોટા પગાર ખાનારા અમલદારો જેઓ આખા જીલ્લાઓ, ઇલાકાઓ અને મોટી ઓફિસોઉપર હાકમી બજાવે છે તેમને પોતાને ઘેર બરડામાં દંડા પડે છે અથવા કોઇને ઘેર ભરાયા હોય છે તો હાડકાં આખાં થાય છે અથવા એવિના પણ બીજા વાણીથી વર્ણન ન થઇ શકે એવા અવર્ણ્ય ક્લેશોથી તેઓ મુંઝાતા જ હોય છે. જેવી રીતે શ્રીપરમાત્માનું ઐશ્વર્ય અવર્ણ્ય છે તેવી રીતે આ ભાઇશ્રીઓના ક્લેશોનું ઐશ્વર્ય પણ અવર્ણ્ય જ છે. એ સર્વનો અભાવ ક્ષણ વાર પણ અનુભવવાને માટે તેઓ અનેક પ્રકારનાં વ્યસ-નને સેવે છે જેની ખુમારી ઉતર્યેથી તે બિચારા દુઃખના ઘટાડાને બદલે વધારાના જ ભોગ થઇ પડે છે. તેને બદલે આ કીર્ત્તનભકિત-રૂપ રસાયનની માત્રા એવી અદ્ભુત ઔષધરૂપ છે કે જેના સેવનથી બીજાં માદક દ્રવ્યોની પેઠે જ સદ્યઃ એટલે અલ્પ સમયમાં જ વૃત્તિઓ એકાગ્ર થઇ જાય છે, એક પ્રકારનો નિશો ચઢે છે, જગત્‌નું અને ખાસ કરીને જગત્‌ના ક્લેશોનું ભાન અંશતઃ અને અલ્પ-કાલને માટે પણ ભૂલાય છે અને જે આનંદ થાય છે તે મલિન નહિ પણ શુદ્ધ સત્ત્વરજસુમિશ્ર હોય છે. વળી યદ્યપિ આ ભકિત-

રસાયનની ખુમારી આરંભમાં અલ્પકાલસ્થાયિની છે તથાપિ ક્રમે કરીને એ ખુમારીનો અથવા ઉપાસનાના આનંદનો કાલ વધતો જાય છે; અને વધતાં વધતાં જેવી રીતે લૌકિક મદ્યાદિના સેવનથી ક્રમે કરીને શરીરની બાહ્યચેષ્ટાઓ મંદ થઇ બંધ પડી જાય છે અને અભિમાની ઘોર તમસ્‌માં લીન થઈ જાય છે, તેવી રીતે ભક્તિરસાયનથી અધિકાર વધતાં વધતાં, અને પ્રેમનો વેગ વધતાં વધતાં, આ ઉપાસકનાં બાહ્ય અવયવોની ક્રિયા મંદ વેગવાળી થઇ બંધ થઇ જાય છે, બાહ્યક્રિયાનો ઉત્સાહ રહેતો નથી, વૈખરીવાણી મધ્યમામાં અને તે પણ પશ્યંતીમાં શમે છે, અને કીર્તનભક્તિનાં સર્વ અંગનો અંતર્ભાવ આંતરોપાસનામાં થાય છે. વેદાંતશાસ્ત્રમાં વર્ણાતી ષષ્ઠીભૂમિકા અને યોગશાસ્ત્રમાં વર્ણાતી સવિકલ્પસમાધિથી અભિન્ન અથવા તે જ સ્થિતિની બીજી સંજ્ઞારૂપ અમર્યાદ પ્રેમની પ્રેમલક્ષણાભક્તિની સ્થિતિમાં આ ભક્ત પ્રવેશ કરે છે.

૩૧ લૌકિક માદક પદાર્થો અને ભક્તિરસાયનનો એક મોટો ભેદ એ છે કે મદ્યાદિનો નિશો થોડા જ સમયમાં ચઢે છે અને પાછો થોડા જ સમયમાં ઉતરે છે. ભક્તિરસાયનનો સાદા આનંદરૂપ નિશો તો બાહ્યોપાધિને લીધે તરત ચઢી શકે છે પરંતુ સોપાધિક અને બાહ્ય સામગ્રીઉપર આધાર રાખનારો હોવાથી એ આનંદ પારમાર્થિક દૃષ્ટિથી બહુ ઉચ્ચ ગણાવા યોગ્ય નથી. જગતનું અને જગત્‌ના ક્લેશોનું સામયિક અભાન અને કીર્તનના સોપાધિક આનંદમાં વૃત્તિની એકાગ્રતા કેટલાએક વધારે અભ્યાસથી અનુભવી શકાય છે, પરંતુ ઇષ્ટસ્વરૂપની અવિચ્છિન્ન ધારણારૂપ એકાગ્રતા અને તજ્જન્ય અંતઃકરણની શુદ્ધિ, તજ્જન્ય અંતઃકરણમાં સાત્ત્વિક પ્રસન્નતા અને જગત્‌ના ક્લેશોનું અલ્પકાલિક પણ શુદ્ધ અભાન સધાવાને અધિક પ્રેમ અને અધિક અભ્યાસની આવશ્યકતા છે. વિચારમાર્ગનું શ્રવણસાધન તે ભક્તિમાર્ગના પણ શ્રવણસાથે અભિન્નવત્ છે. અને કીર્તનસાધનમાં મનનરૂપ સાધનનાં સર્વ અંગ છે. એ જ કીર્તન જેટલે અંશે બાહ્યોપાધિથી નિરપેક્ષપણે આંતરોપસનારૂપે અને સ્મરણરૂપે પરિણમે છે તેટલે અંશે એ ધારણારૂપ સાધનસાથે સમાન છે. અને એ જ અભ્યાસ અધિક કાલ થતાં ધ્યાન આદિ ઉચ્ચતર સાધન સધાતાં જાય છે. જેથી આ સ્થિતિનો અનુભવ તો યોગ્ય અભ્યાસ થાય ત્યારે જ થાય.

૩૨ જેથી ભક્તિરસાયનથી ક્લેશની ન્યૂનતા તો બહુ જ થોડા સમયમાં અનુભવાય છે પરંતુ અંતઃકરણની શુદ્ધિજન્ય ઉચ્ચ ઉચ્ચતર સ્થિતિઓ તો પોતાના યોગ્ય ક્રમે જ થાય છે, પરંતુ તેની જ સાથે

લૌકિક માદક પદાર્થોનો નિશો પુનઃ અલ્પ સમયમાં નહિવત્ થાય છે તેવું આમાં થતું નથી. લૌકિક મદો અલ્પકાલિક છે. અને ભકિતરસાયનથી તો અંતઃકરણમાં કાયમની અથવા ચિરસ્થાયિની શુદ્ધિ તથા પ્રસન્નતા થતી જાય છે. લૌકિક મદથી અંતઃકરણમાં ચિરસ્થાયી માંદ્ય અને વિક્રિયા થતાં જાય છે. લૌકિક મદની સમાપ્તિએ શરીર તથા બુદ્ધિ બહુ શિથિલ અનુભવાય છે અને ભકિતમદથી ઉભયના બલમાં વૃદ્ધિ થતી જાય છે. જો કીર્ત્તનભકિત સંગીતસંયુકત હોય છે તો સંગીતથી રક્તાભિસરણ તથા શરીરના જ્ઞાનતંતુમંડલઉપર જે જે અસરો થવી જોઇએ તે થાય છે. અને નૃત્યસંયુકત હોય તો વ્યાયામના સર્વ લાભો મળે છે. જેથી સંગીતનૃત્યસંયુકત કીર્ત્તનભક્તિથી શારીરક માનસ અને યૌગિક લાભો મળે છે. સ્વલ્પમાં ભક્તિમદમાં લૌકિક મદના સર્વ લાભો છતાં તેમની હાનિ નથી.

૩૩ તેથી દુઃખી સ્ત્રીપુરુષોને પોતાના દુઃખના વિસારામાટે ભકિતરસાયનજેવી માત્રા એક નથી. જે જે લોકો ગાંજો, અફીણ તથા દારૂ તાડીનો નિશો કરે છે તે ખરૂં જોતાં તો નિશાને સમયે ક્લેશના ક્ષણિક અભાનપૂર્વક વૃત્તિની જે એક પ્રકારની એકાગ્રતાવાળી, ઉત્સાહવાળી સ્થિતિ પ્રતીત થાય છે તેનો લાભ લેવામાટે જ છે. અને નિર્ધન અને દુઃખી મનુષ્યો તો ખાસ કરીને ભૂખ અને દુઃખના વિસારામાટે જ મદ્યાદિને સેવે છે. પરંતુ તેથી દુઃખની હાનિ થતી નથી અને શરીર તથા મનને ઉત્તરોત્તર અધિક હાનિ થતી જાય છે; અને નિશો તો ઝટ વારમાં ઉતરી જાય છે. તેને બદલે આ ભક્તિનિશો અજર નિશો છે.

**चंडुल भांग अफीम लिये, कोइ गांजा चरस चढावे,**
**पहि निशा सब चार घरीका, चाहे सो लाये खवावे,**
**नृसिंह खुमारी ना टरे रे, अजर निशा है हमार;**
**वचन कोहु सुनियोरे सुननार.**

**( श्री नृसिंहवाणीविलास भाग १. )**

આ પુણ્ય વાકયોમાં લૌકિક અને અલૌકિક નિશાનો ભેદ ઉત્તમ પ્રકારે દર્શાવ્યો છે. વળી લૌકિક માદક પદાર્થો તો માત્ર દુઃખના અભાવની અસત્ પ્રતીતિ જ માત્ર કરાવે છે; કંઇ દુઃખની વાસ્તવ નિવૃત્તિ કરતા નથી; પરંતુ ભક્તિરસાયન તો દુઃખકલેશના અભાવની પ્રતીતિરૂપ અભાન કરાવે છે એટલું જ નહિ પણ, દુઃખકલેશની વાસ્તવ નિવૃત્તિ પણ ક્રમે કરીને સધાવે છે તથા પરિણામે સમગ્ર કલેશની નિવૃત્તિ સધાવવાસુધીનું કાર્ય પણ કરે છે.

૩૪ તેથી ક્લેશદુઃખના અભાવની તેમ જ વાસ્તવ નિવૃત્તિની ઇચ્છાવાળાએ મદ્યાદિનું સેવન ન કરતાં આ ભક્તિરસાયનનું સેવન કરવું ઇષ્ટ છે. એટલું તો નિર્વિવાદ સત્ય છે કે આવા કોઇ પણ દુઃખીને એક વાર પણ આ ભક્તિમદનો ચસ્કો લગાડવામાં આવે તો તો ફરીથી તે અન્ય લૌકિક મદનો આશ્રય નહિ જ પસંદ કરે. અને તેથી અફીણમદ્યાદિ વ્યસનમાં પશુવત્ પરવશ થયલાને એ વ્યસન મૂકાવવાના પણ અનેક ઉપાયોમાં આ ભક્તિરસાયનનો ઉપાય ઉત્તમ છે. અને તે ભક્તિના પણ અનેક પ્રકારમાં આ કીર્ત્તનભક્તિનો પ્રકાર જ અધિક ચિત્તાકર્ષક અને શ્રેયસ્કર છે.

૩૫ આ વિષય ખરૂં જોતાં ભક્તિનાં સર્વ સાધનોનાં વિસ્તૃત વર્ણનમાટે નથી તથાપિ કીર્ત્તનભક્તિનું સ્વરૂપ વિસ્તારથી સ્પષ્ટ કરવાનું કારણ જ એ છે કે આ સાધન ધન તેમ જ બુદ્ધિમાં નિર્ધન અને ધનવાન્ ઉભય પ્રકારનાં મનુષ્યોને માટે બહુ અનુકૂલ છે. વળી કીર્તનભક્તિ ચતુર્થ ભૂમિકામાં ગણી છે તથાપિ એ ભક્તિના પેટા ભેદ એવા છે કે તે ચારે ભૂમિકાના અધિકારીમાટે અનુકૂલ થાય. સાદા વિષ્ણુસહસ્ર નામનો પાઠ એ પણ કીર્ત્તનભક્તિ છે, અને શ્રીપરમાત્માના સગુણ અને ગુણાતીત સ્વરૂપના વર્ણનાત્મક પદ્યનું વાદ્યંત્રસાથે સંગીત કરવું એ પણ કીર્ત્તનભક્તિ છે. તેથી પ્રેમની કક્ષાપ્રમાણે તથા વૃત્તિનો નિરોધ કરવાની યોગ્યતાપ્રમાણે આ કીર્ત્તનભક્તિ સર્વ ભૂમિકાની હોઇ શકે છે.

૩૬ દાસ્ય, સખ્ય, અને આત્મનિવેદન ભક્તિ અનુક્રમે પાંચમી, છઠ્ઠી, અને સાતમી ભૂમિકાની ગણવા યોગ્ય છે. આ ભૂમિકાઓને જ્ઞાનની સાત ભૂમિકાઓસાથે કંઇ સંબંધ રાખીને ભેદ પાડ્યા નથી. દાસ્યભક્તિ પાંચમી ભૂમિકામાં ગણી છે પરંતુ ખરૂં જોતાં સમગ્ર પ્રકારની ભક્તિ અથવા ઉપાસના સેવ્યસેવક અથવા ઉપાસ્યઉપાસક સંબંધથી જ થાય છે. તેથી ભક્તિ કરનાર સર્વ ભક્તો પોતાના ઇષ્ટ ઉપાસ્ય દેવના સેવક, ઉપાસક અથવા દાસ જ છે. તેથી દર્શન અથવા વંદનની પ્રથમ ભૂમિકાથી જે આરંભ થાય છે તે દાસ્યસંબંધ સ્વીકારીને જ થાય છે. ઉપાસ્ય દેવસાથે છેક સખ્યસંબંધને યોગ્ય પ્રેમ વધતાં સુધીની સર્વ ભક્તિ દાસ્યભક્તિના અંગતરીકે અને દાસ્યસંબંધ સ્વીકારીને જ થાય છે. જેથી ચાર ભૂમિકામાં પણ દાસ્યભક્તિ અનુસ્યૂત તો છે જ. પરંતુ ભેદ માત્ર એટલો જ છે કે વંદન, અર્ચન અને પૂજન એ દાસ્યભક્તિનાં જ બાહ્ય અંગ છે. શ્રવણ અને કીર્ત્તન એ તે જ ભક્તિનાં

બાહ્ય આંતર મિશ્ર અંગ છે. અને આ પાંચમી ભૂમિકાથી શુદ્ધ આંતર ઉપાસનામાં પ્રવેશ થયલો ગણવાનો છે. કેમકે એ ભક્તિમાં ઉપાસક પુરુષની બાહ્ય પ્રવૃત્તિ અત્યંત નમ્ર હોવાસાથે એના અંતર્માં અસાધારણ પ્રેમ અને દાસ્ય ભાવનો પ્રવાહ એક સરખો વહ્યા કરે છે. એનું સર્વ જીવન શ્રીઇષ્ટાર્પણ જ છે. **यद्यत् कर्म करोमि तत्तदखिलं शंभो तवाराधनम्** । એ ચરણમાં સૂચવેલા ભાવપ્રમાણે એની સર્વ પ્રવૃત્તિ શ્રીઇષ્ટપ્રીત્યર્થ જહોય છે. **श्रीकृष्णार्पणमस्तु, श्रीशिवार्पणमस्तु, श्रीब्रह्मार्पणमस्तु, श्रीपरमेश्वरप्रीत्यर्थं** અથવા **श्रीअमुक देवताप्रीत्यर्थं** એ આદિ સંકલ્પો જે કરવામાં આવે છે તે જો શુદ્ધ પ્રેમના આવિર્ભાવપૂર્વક અને આ સિદ્ધાન્તના રહસ્યના જ્ઞાનપૂર્વક હોય તો આ દાસ્યભક્તિના અંગરૂપ છે. જેવી રીતે આપણે ત્યાં રાખેલા ચાકરની સર્વ પ્રવૃત્તિ આપણા પ્રીત્યર્થ, આપણને પ્રસન્ન કરવાને માટે જ હોય છે, આપણને જ અર્પણ હોય છે તેવી રીતે આ ભગવદ્‌ભક્તની સર્વ પ્રવૃત્તિ શ્રીઇષ્ટને પ્રસન્ન કરવાઅર્થે અને શ્રીઇષ્ટને અર્પિત હોય છે. શ્રીઇષ્ટની કૃપાવ્યતિરિક્ત ઇતર કોઇ પણ પદાર્થ આ જગત્‌માં એણે ઉપાદેય ગણેલો હોતો નથી. તેથી આ ભક્તિની તુલના કેવલ બાહ્યપ્રવૃત્તિઉપર નહિ પણ અંતઃકરણના ભાવઉપર છે. તેથી જ આ દાસ્યભક્તિ અથવા દાસ્યભક્તિનું સ્વરૂપ આંતર ઉપાસનાતરીકે ગણાય છે.

૩૭ દાસ્યભક્તિને સેવતાં સેવતાં જ્યારે પ્રેમ અસાધારણ અંશે વૃદ્ધિંગત થાય છે, તથા પ્રેમની વૃદ્ધિથી સેવ્યસેવક અને ઉપાસ્યઉપાસકવચ્ચે જે ભેદ અથવા અંતર આરંભમાં હોય છે તે ઘણે ભાગે નહિવત્ થાય છે ત્યારે પ્રેમની આરૂઢ અવસ્થાએ એ ભક્ત દાસપદથી સખાના પદપર આવે છે. માનસશાસ્ત્રના સિદ્ધાન્તથી આ સ્થિતિ સ્વાભાવિક અને અવશ્ય પ્રાપ્ત થતી છે. સરકારી ઓફિસોમાં તાબાના અમલદારો તથા કારકુનોસાથે, શેઠની દુકાનમાં ગુમાસ્તા-મુનીમોસાથે તથા ઘેર રાખેલા પેઢીધરપેઢી ચાલતા ચાકરોસાથે આરંભમાં સેવ્યસેવકનો સંબંધ હોય છે, અને તેપ્રમાણે તેટલો ભેદ રાખીને સર્વ પ્રવૃત્તિ થાય છે. સમય જતાં, પરસ્પર ગુણોની પરીક્ષા થતાં, પરસ્પર વિશ્વાસ બંધાતાં, પરસ્પર પરિચય તથા પ્રેમ વધતાં, એ અંતર ઘટતું જાય છે, અધિક સ્નેહ અને ન્યૂન અંતરથી પ્રવૃત્તિ થતી જાય છે, તથા વય અને બુદ્ધિનું સામ્ય હોય છે તો સમય જતાં સખાતરીકે અંતર્માં ભાવ બંધાય છે અને વ્યવહારમાં અયોગ્ય ન હોય તો બાહ્ય પ્રવૃત્તિ પણ સખામિત્રપ્રમાણે થાય છે. આ તો વ્યાવહારિક સંબંધને

માટે છે. પરમાર્થતઃ અથવા વસ્તુત તો આ ઉપાસક પોતાના ઇષ્ટદેવથી સ્વરૂપે અભિન્ન જ છે. માત્ર ઉપાધિથી જ અજ્ઞાનને લીધે ભિન્ન પ્રતીયમાન છે. તેથી આરંભમાં દાસ્યસંબંધને સ્વીકારીને પ્રેમ વધતાં અને અંતઃકરણ શુદ્ધ થતાં એટલે ઉપાસ્યઉપાસકવચ્ચે ભેદ પડાવનાર ઉપાધિ વસ્તુતઃ જ શિથિલ થતાં દાસ્યભાવનો ભેદ શિથિલ થાય એ સ્વાભાવિક છે; અને સમગ્ર ભેદની નિવૃત્તિ થઇ કેવલ ઉપાસ્યાકાર થવાપૂર્વે ઇષત્ ભેદની પ્રતીતિવાળો સખાસંબંધ શેષ રહે છે. આ આદિ કારણોથી દાસ્યભક્તિકરતાં સખ્યભક્તિની ભૂમિકા તથા દાસકરતાં સખાનો અધિકાર ઉચ્ચતર ગણાવાયોગ્ય છે. તેથી જ દાસ્યભક્તિ પાંચમી અને સખ્યભક્તિ છઠ્ઠી ભૂમિકામાં ગણી છે. અને તેકરતાં પણ ન્યૂનતમ ભેદવાળી આત્મનિવેદનભક્તિ સાતમી ભૂમિકામાં ગણાવાયોગ્ય છે. આ છેલ્લો ભેદ આત્મનિવેદન શબ્દનો જે અર્થ લઇએ તેઉપર આધાર રાખે છે. તેથી એમાં મતભેદ થવાનો સંભવ છે. જો આત્મનિવેદનમાં ભિન્ન અહમ્‌ના લેશ પણ આસ્તિત્વનો સ્વીકાર રાખવાનો હોય તો પરાભક્તિ એ કરતાં ઊંચું પદ ગણાવાયોગ્ય છે, કે જે સ્થિતિમાં ઉપાસ્યઉપાસક કેવલ એક સ્વરૂપ જ થયલા ગણવાનાં છે. અને તેથી ભેદના અભાવે પરાભક્તિ એ સાધનરૂપ નથી પણ પરિણામી ફલરૂપ છે. "ભક્તિ" એ શબ્દનો વ્યાપાર ભેદના લેશપર્યંત જ પહોંચે છે. જ્યાં ભેદ માત્રની નિવૃત્તિ છે ત્યાં "ભક્તિ" શબ્દને પણ અવકાશ નથી. તે છતાં ઉપાસનામાર્ગની શ્રેણીની પૂર્ણતા સૂચવવામાટે ભક્તિની ચરમ દશાને પરાભક્તિ એવી સંજ્ઞા આપી છે. જો આત્મનિવેદન શબ્દના અર્થમાં ભિન્ન અહમ્‌ના શમનનો અને મમત્વવાળા ગણાતા સ્થૂલ સૂક્ષ્મ સર્વ પદાર્થોનો એટલે અંતઃકરણની પણ સૂક્ષ્મતમ ઉપાધિ જે મમત્વના આરંભક વિષયરૂપ છે તે અણુમાત્રના શમનનો, અર્થ લેવાનો હોય તો એ આત્મનિવેદનમાં જ પરાભક્તિનો પણ અંતર્ભાવ થઇ શકે છે. શબ્દમાં કંઇ વિવાદ નથી. શબ્દના ભેદ વસ્તુના ભેદને અધીન છે. અને વસ્તુના ભેદને શબ્દના ભેદને અધીન કરવા એ અજ્ઞાન છે. શાસ્ત્રોમાં સામાન્ય રીતે ભક્તિના નવ પ્રકાર પાડ્યા છે. આપણે આ વિષયમાં સાત ભૂમિકા ગણી છે. વળી જ્ઞાનની સાત ભૂમિકા અન્ય વિચારથી ગણાય છે. આ સર્વ આપણે આપણી અનુકૂલતામાટે જેટલા ભેદ પાડીએ તે ઉપર છે.

૩૮ મુંબઇથી કોલાબાસુધીના માર્ગની લંબાઇ તો સરખી જ છે. તેની વચમાં સો સ્ટેશન રાખવાં કે સવાસો એ કંપનીની મરજીઉપર

છે. સો સ્ટેશન રાખીએ તો તે જ અંતરના સો ભાગ કરવાના છે અને સવાસો રાખીએ તોપણ તેટલા જ અંતરના સવાસો એટલે જરા નાના ભાગ કરવાના છે. તેથી કંઇ મૂલ ગંતવ્ય માર્ગની લંબાઇમાં ભેદ પડતો નથી. તેવી રીતે જીવનું જીવત્વનું સ્ટેશન તે અમદાવાદ છે, જ્યાંથી સર્વે જ્ઞાનભક્તિની મુસાફરી કરવાની ઇચ્છાવાળાની મુસાફરીનો આરંભ થાય છે. પ્રવાસનો આરંભ જીવપદથી છે. અને પરમાત્મપદ એ આ પ્રવાસનું કોલાબા ટરમિનસ એટલે અંતિમ ચરમ ગંતવ્ય સ્થાન છે. અમદાવાદ એ પણ જીવતરપની સીમા અથવા ટરમિનસ છે. જેથી આ બંને સીમા અથવા ટરમિનસમાં તો વિવાદ જ નથી. મધ્યે જે ભૂમિકાના ભેદ પાડેલા છે તે ભિન્ન ભિન્ન વિચારથી પાડેલા છે. પરંતુ વસ્તુતઃ તે સર્વે એક જ ગન્તવ્ય માર્ગનું વર્ણન કરે છે. વેદાન્તનો વિચારપ્રધાનમાર્ગ, યોગમાર્ગ અને ભક્તિમાર્ગ એ ત્રણ શબ્દો ભિન્ન ભિન્ન છે તેથી ઘણાના સમજવામાં એમ છે કે એ ત્રણ પારસી, મુસલમાન અને હિંદુના જેવા ત્રણ પરસ્પર વિરુદ્ધ અથવા અત્યંત ભિન્ન પ્રકારના માર્ગ હશે. પરંતુ વસ્તુવિચારથી તેમ નથી. એ સર્વ એક જ માર્ગનાં ત્રણ નામ છે; તથા શ્રવણ મનન, નિદિધ્યાસન, ધારણા, ધ્યાન, સમાધિ, તથા શ્રવણ કીર્ત્તન આત્મનિવેદનઆદિ સંજ્ઞાથી ઓળખાતાં સાધનો તથા તે સાધવાથી થતી અંતઃકરણની સ્થિતિ કંઇ ભિન્ન ભિન્ન રૂપરંગની હશે એમ માનવાનું નથી. પણ એ સર્વેથી થતી સ્થિતિનાં સ્વરૂપ એક જ છે. માત્ર અધિકારી સાધકોની બાહ્ય સ્થિતિ શરીરારંભક સંસ્કારોના ભેદને લીધે ભિન્ન ભિન્ન પ્રકારની હોય છે; તે ભિન્ન બાહ્ય સ્થિતિને તથા ભિન્ન અંતઃકરણઉપાધિને પણ એક જ પ્રાપ્તવ્ય સ્થિતિ પ્રાપ્ત કરવાની હોવાથી વિદ્વાનોએ તેમને માટે ભિન્ન જણાતાં બાહ્ય સાધનો યોજયાં છે. જેથી ભિન્ન ગણાતા ત્રણ માર્ગોનાં બાહ્ય સાધનો અધિકારભેદથી ભિન્ન દેખાય એવાં છે, યદ્યપિ તેમનાં સાક્ષાત્ તથા પરિણામી આંતર ફલો તો સમાન જ છે. આ ભેદો માત્ર સાધક બહિર્મુખવૃત્તિથી જે સાધનો સાધે છે તેમાં જ છે. બાહ્ય સાધનોના અભ્યાસથી જ્યારે સાધકની વૃત્તિ અંતર્મુખ થાય છે, ત્યાર પછીનો આંતર પ્રવાસ ત્રણે માર્ગનો સમાન છે.

૩૯ આપણે ઉપર કહી જ ગયા છીએ કે આ ભક્તિ અથવા ઉપાસનામાર્ગના બાહ્યોપાસના અને આંતરોપાસના એવા ભેદ પડે છે. તેમાં બાહ્યોપાસનાનાં સાધનો જ ભિન્ન જણાય એવાં છે. નહિ તો આંતરોપાસનાનાં સાધનો તો ઇતર માર્ગોનાં સદૃશ સાધનોથી કોઇ

પણ પ્રકારે વસ્તુતઃ ભિન્ન નથી. આ ભક્તિમાર્ગ પ્રેમપ્રધાન છે એ ખરૂં છે. પરંતુ ધ્યાન અથવા નિદિધ્યાસન પણ ઇષ્ટસ્વરૂપવિષે અન્યૂન પ્રેમરૂપ જ છે. ન્યૂન પ્રેમથી અને યોગ્ય પ્રેમ પ્રકટ થયાવિના એ સાધનો પણ સધાતાં નથી જ. જેથી આંતરોપાસનાના આરંભથી આ ભક્તિમાર્ગ ઇતર માર્ગોથી અભિન્ન છે.

૪૦ આ નિશ્ચય અધિક સ્પષ્ટ કરવામાટે આપણે આ સ્થલે ભક્તિ અથવા ઉપાસનાનું સ્વરૂપલક્ષણ જરા સ્પષ્ટ કરીશું.

જીવ અને શરીરના સંયુક્ત પદાર્થને આપણે મનુષ્ય કહીએ છીએ. તેમાં અનેક જન્મમાં શરીરો નવાં નવાં બદલાતાં રહે છે. જીવ ઉપાધિમાં પણ પુણ્યપાપસંસ્કારાનુસાર ફેરફાર તો થતા રહે છે તથાપિ તેમના ગુરુત્વમધ્યબિંદુરૂપ મૂલ જીવત્વનો અભિમાનધારક અણુ કાયમસરખો રહે છે તેથી અનેક સૂક્ષ્મ ફેરફારો થતા છતાં જીવ કાયમ રહે છે એમ આપણે ગણીએ છીએ. એ જીવ પણ પ્રકૃતિના અણુમાં ચૈતન્યનો પ્રકાશ પડવાથી પ્રકટતી દીપજ્યોતિરૂપ અહમ્ સ્ફુરણ છે. એવિના કંઇ નથી. તેથી પુરુષ અને પ્રકૃતિના સંયોગમાંથી પ્રકટતા તૃતીય કાર્યરૂપ અહમ્ગ્રંથિ એ જીવ છે. એ અહંગ્રંથિમાં અવિદ્યા માયાનો એવો કોઇ આકર્ષણ કરવાનો સ્વભાવ છે કે જેના બલથી મન બુદ્ધિ તથા ઇન્દ્રિયો આદિના મૂલ અણુઓ આકર્ષાઇને ભેગા થઇ જાય છે તથા જેને આપણે અંતઃકરણસામગ્રી અથવા લિંગશરીર, સૂક્ષ્મશરીર કહીએ છીએ તે બંધાય છે. જ્યાંસુધી આ અહમ્રૂપ દીપક પ્રકૃતિના અભિમાનધારક અણુરૂપ કોડીઆમાં પ્રજળે છે ત્યાંસુધી અનેક ફેરફારો થતાં પણ સૂક્ષ્મ શરીર અથવા અંતઃકરણસામગ્રી બની રહે છે અને ત્યાંસુધી સ્થૂલશરીરો ધારણ કરતા રહેવાનો તથા અસંખ્ય પ્રકારનાં સુખદુઃખ સહન કરવાનો ક્રમ ચાલુ રહે છે. ઇશ્વરાભિમુખ સાધક ઉપાસકના આખા આયુષ્ના પ્રયત્નનો પ્રધાન આશય એ હોય છે કે આ દુઃખોત્પાદક યંત્રનો કોઇ પણ પ્રકારે નાશ કરવો એટલે તેનું પૃથક્કરણ કરી તેનાં કારણોમાં લય કરવો. સૂક્ષ્મશરીરનું જો પૃથક્કરણ થઇ જાય એટલે તેના અવયવોને છૂટા પાડી તેમને પોતપોતાના કારણસમૂહમાં મોકલી દેવાય તો સૂક્ષ્મ શરીર જ ન રહેવાથી તેની સ્થૂલ શરીરો રચવાની આકર્ષણશક્તિ નાશ પામે; એટલે તે પણ કારણાકાર થાય. પરંતુ જ્યાંસુધી અભિમાનધારક અણુમાં અહમ્ જ્યોતિ પ્રકટ છે ત્યાંસુધી સૂક્ષ્મશરીરના અવયવો છૂટા પડી શકે એમ નથી. તેથી શુદ્ધ ચૈતન્યના પ્રતિબિંબરૂપ એ અહમ્ જ્યોતિ પોતાના મૂલ સ્વ-

રૂપમાં શમાઇ જાય, અને પ્રકૃતિનું કોડીયું ખાલી થાય, તો જ એ માં રહેલી આકર્ષણશક્તિ પણ અદૃષ્ટ થાય અને ત્યારે જ સૂક્ષ્મ શરીરના અવયવોને આકર્ષી સંયુક્ત રાખનાર કોઇ સત્તાના અભાવે એ અંતઃકરણસામગ્રી વીખરાઇ જાય છે અને સમગ્ર દુઃખનો અંત આવે છે. તેથી પ્રતિબિંબરૂપ અહમ્ જ્યોતિને બિંબરૂપ શુદ્ધ ચૈતન્યમાં શમાવવી એ પ્રધાન કર્તવ્ય રહે છે. જીવપદઉપરથી શિવપદમાં આવવું તે પણ એ જ છે.

૪૧ હવે આપણે શિવપદઉપરથી જીવપદઉપર આવ્યા છીએ એટલું જ નહિ પણ જીવપદઉપરથી પણ પુનઃ આ દૃશ્ય જગત્માં સારી પેઠે લપટાયલા છીએ. જેવી રીતે કોઇ પુરુષ કોલાબાથી અમદાવાદ તો આવે જ પરંતુ અમદાવાદ આવીને પણ ત્યાં પાછો લેણદેણ ધીરધારના લોભમાં આડોઅવળો ગુંચવાય, અને તેને પછી પોતાનો વેપાર સમેટવો કઠિન પડે તેથી અમદાવાદ સ્ટેશન પણ છોડાય એમ ન હોય તો આગળ મુંબઇની મુસાફરી તો શી રીતે જ કરી શકે, તેવી રીતે જીવપદઉપરથી પણ બાહ્ય પદાર્થોમાં આસક્તિને લીધે આપણે એટલા બધા બહિર્મુખ થઇ ગયલા છીએ કે આ બાહ્ય પદાર્થોને જ સત્ય માનીએ છીએ અને બાહ્ય દૃશ્ય પદાર્થવ્યતિરિક્ત કોઇ પદાર્થ હશે કે કેમ તેનો પણ વિચાર કરી શકતા નથી. જીવોની વૃત્તિ બહિર્મુખપ્રધાન થયલી હોવાને લીધે જ જીવાત્માથી પર કોઇ પરમ આત્મા છે એ માની શકાતું નથી અને શરીરથી ભિન્ન કોઇ જીવ છે એ પણ મનાતું નથી. જેથી જીવપદઉપરથી શિવપદઉપર આવવાનું પ્રધાન કર્ત્તવ્ય તો છે જ, પરંતુ તે કર્ત્તવ્ય સધાવામાટે તથા આ નિશ્ચયો સ્પષ્ટ સમજાવામાટે વૃત્તિનું જે બહિર્મુખ વળણ છે તે ફેરવી અંતર્મુખ કરવું જોઇએ. ઇંગ્રેજીમાં જેને re-flection કહે છે તેનો રૂઢ અર્થ તો ઊંડો વિચાર કરવો એવો થાય છે. પરંતુ તેનો મૂલ યૌગિક અર્થ પરાવર્તન અથવા પાછું વળવું એ છે. સૂર્યનાં કિરણો આરસીઉપર પડીને પાછાં ફેંકાય છે તે પરાવર્તન છે. તેવી રીતે આપણી વૃત્તિ શરીરમાંથી નેત્રાદિ ઇન્દ્રિયરૂપ દરવાજામાંથી બહાર નીકળીને બાહ્ય વિષયોમાં પ્રસરેલી રહે છે તે વૃત્તિઓ સંસ્કારસહ પુનઃ અંદર ફેંકાય એ વૃત્તિનું પરાવર્તન છે. જેટલે અંશે અને જે જે સમયે આપણે ઊંડા તર્ક કે વિચાર કરીએ છીએ તેટલે અંશે અને ત્યારે આપણી વૃત્તિ બહાર ન જતાં અંદર જ રોકાયલી હોય છે. અને જે વિચાર થાય છે તે તો વૃત્તિઓએ બહાર જઇને જે સંસ્કારો આણેલા હોય છે

તેના જ થાય છે, અર્થાત્ તે સમયે આપણે અંતર્મુખ રહેવું પડે છે. જેથી બાહ્ય જગતમાં પ્રસરેલી બહિર્મુખ વૃત્તિઓને ત્યાંથી પાછી ખેંચીને તેના મૂલ સ્થાનમાં એટલે અંતઃકરણસંઘાતમાં લાવી અંતર્મુખ કરવી એ પ્રથમ અને ગૌણ કર્તવ્ય છે; અને અંતઃકરણમાં અથવા અભિમાનીના જીવપદમાં શમાવેલી વૃત્તિઓના કારણરૂપ મુખ્ય અહમ્‌વૃત્તિને તેના મૂલ કારણરૂપ શિવપદમાં શમાવવી એ દ્વિતીય અને મુખ્ય કર્તવ્ય કરે છે. આપણે કોઇ ખેતરમાં ચાલતા હોઇએ છીએ ત્યારે એક તો આપણે એક સ્થલથી બીજે સ્થલે જવાનું મુખ્ય કર્તવ્ય હોય છે તેની જ સાથે ખેતરમાં કાંટાઝાંખરાંમાં આપણું ધોતીયું, પીછોડી, અંગરખું વગેરે ભેરવાય તે વખતો વખત કાઢવાનું ગૌણ કર્તવ્ય હોય છે.

૪૨ હવે **भक्ति** શબ્દ મૂલ **भज्** ધાતુઉપરથી છે. એ ધાતુનો અર્થ ભાગ પાડવા, વહેંચવું, પોતાનો ભાગ પોતાના સ્વાધીનમાં લેવો, આશ્રય લેવો, અથવા કોઇને વળગવું એવો થાય છે. તે ઉપરથી **भक्त** શબ્દનો યૌગિક અર્થ વહેંચાયલું, કોઇને પણ આશ્રિત થયલો, વળગેલો એવો થાય છે. ચોખાના રંધાયલા ભાતને સંસ્કૃતમાં ભકત કહે છે. ભક્ત એટલે કોઇ પણ રંધાયલો પદાર્થ, પરંતુ ગુજરાતીમાં માત્ર રંધાયલા ચોખાને જ ભક્ત અથવા ભાત કહીએ છીએ. આ ઉપરથી બીજા અને લાક્ષણિક અર્થ **भक्त** શબ્દના નીચે પ્રમાણે થઇ શકે.

( ૧ ) પોતાના અવયવોના પૃથક્કરણને પામેલો અથવા પૃથક્કરણના ક્રમઉપર ચાલેલો, જીવઉપાધિ અથવા સૂક્ષ્મ શરીરના પૃથક્કરણને પામેલો તે પૂર્ણ ભક્ત, અને તેના ક્રમઉપર હોય તે સાધકભક્ત. અર્થાત્ જીવત્વના પૃથક્કરણના ક્રમઉપરનો સાધક પુરુષ.

( ૨ ) પોતાના જીવપદ ઉપરથી શિવપદને આશ્રિત થયલો, તેને વળગેલો, તેનાપ્રતિ આકર્ષાયલો–વળેલો, ઇત્યાદિ. અર્થાત્ પોતાના મૂલ સ્વરૂપ, શુદ્ધ ચૈતન્ય, પરમઆત્મ સ્વરૂપને જ પોતાનું છેવટનું ગંતવ્યસ્થાન સમજી તેપ્રતિ વળેલો, તથા તે સ્વરૂપમાં જ ભળવાના નિશ્ચયવાળો થયલો સાધક પુરુષ.

( ૩ ) જેવી રીતે ચોખા રંધાઇને નરમ પોચા દબાય એવા થઇ જાય છે તથા તેના અણુએ અણુ છૂટા પાડવા હોય તો પડી શકે છે, તેવી રીતે અનેક જન્મના દૃઢ અધ્યાસથી કાચા ચોખાની પેઠે અત્યંત કઠિન થયલો જે સૂક્ષ્મ શરીરરૂપ સંઘાત તે પ્રેમરૂપ અગ્નિથી રંધાઇ જવાથી એના અધ્યાસના અને કામવાસનાનાં આકર્ષણો શિથિલ થઇ જવાથી કેવલ શિથિલ અથવા પોચો પડી જાય છે.

તથા એના અવયવરૂપ અષ્ટ પુરીઓ આદિ વિશ્લિષ્ટ થઇ શકે એવી સ્થિતિમાં આવી જાય છે. અર્થાત્ જે પુરુષનો સૂક્ષ્મ શરીરસંઘાત પ્રેમરૂપ અગ્નિથી રંધાવા માંડયો છે, જેના વાસનાનાં કામનાનાં અને અધ્યાસનાં આકર્ષણ શિથિલ થવા માંડયાં છે, અર્થાત્ જે પોતે પૃથક્કરણ થવાના, અને સ્વરૂપે ભળવાના ક્રમમાં છે તેવો સાધક પુરુષ.

આ ત્રણે અર્થઉપરથી છેવટ રૂઢ અર્થ એ જ ઠરે છે કે જે સાધક પુરુષ પોતાના મૂલ પરમાત્મસ્વરૂપવિષે અથવા પોતાના ઇષ્ટ દેવતાવિષે શુદ્ધ પ્રેમથી પરવશ થયલો છે તથા જે પોતાના પોતાપણાનું પૃથક્કરણ કરીને પોતે ભિન્ન રૂપે ન રહેતાં પોતાના આશ્રયરૂપ સ્વરૂપમાં ભળવાના ક્રમમાં છે તે પુરુષ ભકતસંજ્ઞાથી ઓળખાય છે. અને આવા પુરુષના અંતઃકરણની પ્રધાનવૃત્તિ તે ભકિત કહેવાય છે. આ ભકતનાં અંતઃકરણના ગુણ અથવા લક્ષણો બીજાં અનેક છે તે આપણે અત્ર વર્ણવતા નથી.

હવે એ જ પ્રમાણે **उपासना** શબ્દના અર્થનો વિચાર કરતાં મૂલ સંસ્કૃત ધાતુ **आस्** છે. તેનો અર્થ, હોવું, બેસવું, કોઇમાં રહેવું, વસવું એવો થાય છે. **उप** ઉપસર્ગનો અર્થ સામાન્ય રીતે " પાસે " એવો થાય છે. તેથી **उप+आस्** ધાતુનો અર્થ કોઇ વસ્તુની પાસે હોવું, કોઇની સમીપ રહેવું, વસવું અથવા કોઇ વસ્તુમાં અત્યંત સમીપ રહેવું, વસવું, હોવું વગેરે છે. તે ઉપરથી રૂઢ અર્થ કોઇનો આશ્રય લેવો, કોઇને આશ્રયે રહેવું, કોઈની સેવા કરવી, કોઇના ઉપર બહુ પ્રીતિ કરવી એવા થાય છે. અર્થાત્ મુખ્યાર્થમાં **भक्त** શબ્દના દ્વિતીય પ્રકારના અર્થઉપરથી જેટલા ભાવ નીકળે છે તે સર્વનો **उपासक** શબ્દના મુખ્યાર્થમાં સમાસ થાય છે. તથા રૂઢ શાસ્ત્રીય પારિભાષિક અર્થમાં તો પછી **भक्त** અને **भक्ति**ના જેટલા અર્થ થાય છે તેટલા બધા **उपासक** અને **उपासना**ના અર્થ થાય છે.

૪૩ આ શબ્દશાસ્ત્રના થોડા પણ નીરસ પાંડિત્યથી સર્વને કંટાળો આવ્યો હશે તેથી ભકિત અથવા ઉપાસનાના, રસથી છલાછલ ભરેલા અર્થમાં આપણે પુનઃ પ્રવેશ કરીએ છીએ.

જે અભિમાની પોતે જીવપદઉપર છે તથાપિ જેને એ પદવિષે પૂર્ણ અસંતોષ પ્રકટ થયો છે, અને તેથી જે પોતાના મૂલ શિવસ્વરૂપમાં ભળવાની ઉત્કટ ઇચ્છાવાળો થયો છે, તથા જેની વૃત્તિઓ બાહ્ય તેમ જ આંતર લૌકિક આનંદમૂલક પદાર્થોમાં સંતોષ માનતી નથી, પરંતુ સર્વ દૃશ્ય પદાર્થોકરતાં અધિક નિત્યત્વ અને સ્થૈર્યવાળા, વિષયાનંદથી વિલક્ષણ આનંદની લાલસા રાખે છે, અને તેથી જેની

વૃત્તિ જીવપદઉપરથી શિવપદપ્રતિ પ્રવાસના માર્ગમાં વળી ચુકી છે તે પુરુષ ભક્ત અથવા ઉપાસક કહેવાય છે તથા તેના અંતઃકરણની પોતાના શ્રીઇષ્ટપ્રતિની પ્રેમરૂપ પ્રધાન વૃત્તિ તે ભક્તિ અથવા ઉપાસના કહેવાય છે, તથા તે ઉપરથી આ શિવપદપ્રતિના પ્રવાસસંબંધી જે જે ક્રિયા અથવા વ્યાપાર કરવામાં આવે છે અથવા જે જે સાધનો સાધવામાં આવે છે તે પણ ભક્તિ અથવા ઉપાસના કહેવાય છે.

( આ સ્થલે શિવપદ શબ્દ વાપરવાથી આ વિચાર માત્ર પુરાણોક્ત શૈવમાર્ગને જ અનુકૂલ છે એમ સમજવાનું નથી. પોતપોતાના વિચારથી જેને જે પરમધામ માનતા હોય તેને માટે એ શિવપદ સમજી લેવા સર્વ સ્વતંત્ર છે. વિશેષ દ્વૈતપ્રધાન વિચારવાળાઓ પોતાના ઇષ્ટ સ્વરૂપમાં અભિન્નપણે ભળવું એ યોગ્ય માનતા નથી તથા તેમ બનવાનો સંભવ સ્વીકારતા નથી. તેનો વિચાર આપણે આરંભમાં જ કરી ગયા છીએ. પોતાના ઇષ્ટદેવના સ્વરૂપમાં ભળવું અથવા ઉપાસ્યાકાર થવું એને જે ઉપાસનાનું પરિણામી ફલ ન માનતા હોય તેઓ ઉપાસ્ય દેવતાના સન્નિધિમાં ઉપાસ્યસમાન ઐશ્વર્યવાળી ભિન્ન સ્થિતિ અથવા ઉપાસ્યના પરમદાસરૂપે સ્થિતિને પરમ પ્રાપ્તવ્ય માનતા હોય તો તે પણ નીચલું પગથીયું જ હોવાથી કંઇ અયોગ્ય નથી. અને જેને આપણે નીચલું પગથીયું કહીએ છીએ તેને ઇતર પુરુષો સર્વોત્તમ પરમધામ કહે તો તેમાં પણ વિરોધ નથી. એવે પ્રસંગે પણ તે પોતે માનેલી પરમ સ્થિતિ, પરમપદ, તથા પરમધામપ્રતિ વૃત્તિનું પ્રેમપૂર્વક વળણ તે ભક્તિ અથવા ઉપાસના છે અને એ વૃત્તિનો બલવાન્ વેગથી જેમના અંતરમાં ઉદય છે તે ભક્ત અથવા ઉપાસક ગણી શકાય. પોતપોતાના પરમધામસુધીનો ઉપાસનાનો માર્ગ સર્વને માટે સમાન છે એ પ્રથમ જ દર્શાવેલું છે.)

૪૪ આ ઉપરથી ભક્તિનું મુખ્ય લક્ષણ એ છે કે ભક્તની બહિર્મુખવૃત્તિઓ અંતર્મુખ થવાના ક્રમઉપર ચઢેલી હોવી જોઇએ અને અંતર્મુખ થયલી વૃત્તિઓનો સંયમ કરીને તેમનો કારણમાં લય કરીને પોતાની પ્રધાન અહમ્‌વૃત્તિને મૂલ સ્વરૂપમાં શમાવવાનો પરમ ઉદ્દેશ હોવો જોઇએ. જેમનામાં આ લક્ષણ સિદ્ધ ન હોય તેઓ ભક્ત સંજ્ઞાને યોગ્ય નથી. પોતાને ભક્ત માનતા તથા ભક્ત ગણાતા સર્વ આ રૂપે કર્ત્તવ્ય જાણતા નથી. તેઓ તો માત્ર અમે અમુક દેવની ભક્તિ કરીએ છીએ એટલું મોઘમ બોલે છે. પરંતુ ભક્તિ કરીને. તેઓ શું કરે છે એ તેમને પોતાને જ ખબર નથી. પૂજા કરવી, માળા ફેરવવી, દેવદર્શન કરવાં, પાઠ કરવા, જપ કરવા આ આદિ ક્રિયા કરવી તેને

ભક્તિ કરવી સમજે છે પરંતુ આ સર્વ ક્રિયાના સ્વરૂપનું તથા ફલનુ તેમને કંઇ જ જ્ઞાન નથી. તથા પોતાની ભક્તિરૂપ વૃત્તિનું પૃથક્કરણ કરવાનું તેમને ભાન નથી. આ બધાની સાથે માથાફોડ કરવી હમણાં પાલવે એમ નથી. કેમકે આખા જગત્નું અજ્ઞાન એકે કાલે કાઢવાનો કંટ્રાકટ કોઇ લઇ શક્યું નથી અને કોઇથી લઇ શકાવાનો પણ નથી. તેથી આપણે તો અત્ર એ જ કહીશું કે જે પુરુષ પૂર્વોક્ત મુખ્ય અને ગૌણ કર્ત્તવ્યમાં જોડાયો નથી તે ભકત સંજ્ઞાને યોગ્ય નથી. ભક્તિ અથવા ઉપાસનાનું આપણે ઉપર એક દેશી અને ખપ પૂરતું જ લક્ષણ બાંધ્યું છે. ભકિતનાં સર્વ લક્ષણો કંઇ આપણે અત્ર ચર્ચતા નથી એ પ્રથમ જ જણાવેલું છે. તથાપિ તરત ઉપયોગમાટે એક પ્રધાન–વિશેષ લક્ષણ એ છે કે ભકિત અથવા ઉપાસકને આ જગત્‌ના સર્વ લૌકિક પદાર્થોવિષે જેટલી આસકિત અથવા જેટલો પ્રેમ હોય તેકરતાં પોતાના ઇષ્ટદેવવિષે તેનો પ્રેમ અધિક જ હોવો જોઇએ. પોતાની સ્ત્રી અથવા પોતાનાં બાલક, અથવા ધન આદિ એવો કોઇ પણ પદાર્થ ન હોવો જોઇએ કે જેના ઉપરનો પ્રેમ પોતાના ઇષ્ટદેવઉપરના પ્રેમકરતાં કદાપિ વધે. ભકતને તો માત્ર પોતાના ઇષ્ટદેવ જ પરમપ્રીતિના વિષય અથવા પ્રિયતમ હોવા જોઇએ અને અપવાદવિના ઇતર સર્વ પદાર્થો માત્ર પ્રિય અને પ્રિયતરની જ પંક્તિમાં હોવા જોઇએ. તેથી જે લોકો ઠાકોરજીને અથવા મહાદેવજીને અથવા માતાજીને માત્ર પાંચ મિનિટ ઢોંગધતુરા કરીને ઠગે છે અને જેમને પ્રધાન પ્રીતિનો વિષય તો સ્ત્રી, પુત્ર, ધન અથવા કલેકટર વગેરે ઉપરી સાહેબ જ છે, તેઓ ખરા ભકત નથી પણ માત્ર ઢોંગી અને દંભી ભકત છે. અર્થાત્ પોતાના ઇષ્ટદેવવિષે નિર્વિશેષ પ્રેમ એ પણ ભકિતનું એક અસાધારણ લક્ષણ છે.

૪૫ આ ઉપરથી જણાશે કે ભકિતનું મુખ્ય સ્વરૂપ અથવા લક્ષણ મનની અથવા અંતઃકરણની અમુક સ્થિતિમાં જ શમાયલું છે. ભક્તિની ટુંકી વ્યાખ્યા અથવા તેનું ટુંકું લક્ષણ જ એ છે કે "ઇષ્ટદેવ વિષયક નિરતિશયપ્રેમ." જગત્‌ના ઇતર પદાર્થોપ્રતિનો પ્રેમ તે સાદો પ્રેમ અથવા સ્નેહ જ કહેવાય છે. ધનાદિ વિષયોપ્રતિનો પ્રેમ આસક્તિ કહેવાય છે. અને બહુધા ઇષ્ટદેવપ્રતિનો પ્રેમ જ ભક્તિ સંજ્ઞાને યોગ્ય ગણાય છે. યદ્યપિ પિતૃભકિત, માતૃભક્તિ, રાજભક્તિ એ શબ્દો પણ વ્યવહરાય છે તથાપિ એ સ્થલે ભકિત શબ્દ એક પ્રકારના ગૌણ અર્થમાં જ વપરાય છે. જે અર્થમાં ઇષ્ટદેવ-સંબંધમાં એ શબ્દ વપરાય છે તેકરતાં ઇતર સર્વ સંબંધમાં

ન્યૂન અર્થમાં વપરાય છે. ઉભય અર્થમાં પણ ભક્તિ એ અંતઃકરણની સ્થિતિ છે અને ભક્તિનાં સાધનો એ પ્રધાનપણે આંતર અથવા માનસ સાધનો છે. પરંતુ આપણે પ્રથમ જણાવ્યું છે તે પ્રમાણે જીવોની વૃત્તિ આરંભમાં બહિર્મુખ અને બાહ્ય વિષયમાં પ્રીતિવાળી હોય છે, તેથી શુદ્ધ આંતર અથવા માનસ પ્રયોગ સાધતાંપૂર્વે આ બહિર્મુખવૃત્તિને અંતર્મુખ કરે અને બાહ્ય વિષયોપ્રતિના પ્રીતિનો વેગ અંશતઃ પણ મંદ કરે એવાં કોઇ બાહ્ય સાધનો જ અવશ્ય જોઇએ. નિરંતર બહિર્મુખ રહેવાના સ્વભાવવાળી વૃત્તિ એકદમ આંતર પ્રયોગોમાં જોડાઇ શકે નહિ, ગુંગળાઇ જાય, અને કંટાળી જાય. તેથી બહિર્મુખ વૃત્તિને આનંદ ઉપજે અને તેમાં પ્રીતિથી જોડાય એવાં બાહ્ય સાધનો જ જોઇએ. તેને જ આપણે બાહ્યોપાસના કહીએ છીએ. ખેતરમાં ફરતાં ફરતાં કાંટા, ઝાંખરાંમાં ભરાતાં કપડાંને કાઢવાનું કામ તથા અમદાવાદ સ્ટેશને મુંબઇના પ્રવાસમાટે ગાડીમાં બેસતાં પૂર્વે અમદાવાદનું લેણદેણ સમેટવાનું કામ આ બાહ્યોપાસનાના સમાન છે. હવે જેમ ઝાંખરાંમાં ભરાયલું ધોતીયું કાઢીને પછી આપણે કંઇ ત્યાં જ ઉભા રહેવાનું નથી પણ આગળ જવાનું છે, અથવા જેમ અમદાવાદનું લેણદેણ જે પતાવવાનું છે તે અમદાવાદમાં ઘર કરીને રહેવામાટે નહિ પણ અમદાવાદથી ઉપડી મુંબઇતરફનો પ્રવાસ કરવામાટે છે, તેમ બાહ્યોપાસનાનાં, વંદન, અર્ચનપૂજનાદિ સાધનો જે કરવાનાં છે, અથવા શ્રવણકીર્ત્તનાદિ બાહ્યાંતર મિશ્ર સાધનો જે સાધવાનાં છે તે કંઇ માત્ર આ જન્મમાં જ ઘરડાં પાકાં ફુટજેવાં નકામાં થતાં સુધીનું આયુષ્ કેવળ નકામું ગુમાવવામાટે નથી, પરંતુ યોગ્ય અલ્પ સમયમાં જ અધિકાર વધારી, વૃત્તિનો બહિર્મુખ રહેવાનો સ્વભાવ ક્રમે કરી શિથિલ કરી, બાહ્યવિષયોપ્રતિનો પ્રેમ મંદ કરી, ઇષ્ટદેવપ્રતિનો પ્રેમ વધારી, વૃત્તિને અંતર્મુખ સ્થિતિમાં અધિક પ્રીતિવાળી કરીને, જીવપદઉપરથી શિવપદઉપર જવાના પ્રયત્નનો આરંભ કરવામાટે છે. ભક્તિના બાહ્યોપાસનાના પ્રકારોનું ફલ જ એ છે કે બહિર્મુખવૃત્તિ અંતર્મુખ થાય, અને ઇષ્ટદેવવિષે અધિક પ્રીતિવાળી થાય અને ત્યાર પછી આંતરોપાસનાનો ઉદ્દેશ જ એ છે કે અભિમાનીનો શિવપદપ્રતિનો પ્રવાસ કરાવવો તથા ઇષ્ટદેવવિષે નિરતિશય પ્રેમ પ્રકટ કરવો; અને પરમકલ્યાણકારક શિવપદ અથવા શુદ્ધ ચૈતન્ય અથવા પરમાત્મસ્વરૂપની અભિવ્યક્તિ, તે સ્વરૂપવિષે નિરતિશય પ્રેમનો આવિર્ભાવ, નિરતિશય નિર્વિષયી આનંદનો આવિર્ભાવ અને સ્વરૂપના અભેદનો અનુભવ—આ સર્વ આંતરોપાસનાના માત્ર

ભિન્ન ભિન્ન સંજ્ઞાવાળાં પણ વસ્તુતઃ એક જ ચરમફલ છે, જે ફલ પ્રાપ્ત થયા પછી શેષ કર્તવ્ય કે પ્રાપ્તવ્ય રહેતું નથી.

૪૬ હવે આપણને સમજાશે કે વેદાન્તના વિચારપ્રધાનમાર્ગનાં અથવા યોગમાર્ગનાં અંતિમ ફલો પૂર્વોક્ત ફલથી લેશ પણ ભિન્ન નથી, પણ એક જ છે. અને તેથી એ પણ સ્પષ્ટ થાય છે કે વિચાર અને યોગમાર્ગનાં સાધનોથી થતી અંતઃકરણની સ્થિતિ અને ભક્તિમાર્ગથી થતી અંતઃકરણની સ્થિતિ જૂદી જૂદી ભૂમિકાએ મૂલ એક જ પ્રકારની થતી હોવી જોઇએ. હવે જો આ ત્રણ માર્ગ વસ્તુતઃ એક જ છે તો શાસ્ત્રોમાં અને શાસ્ત્રનું અધ્યયન કરનારાઓના વિચારમાં આ ત્રણ માર્ગ ભિન્ન કેમ છે? શાસ્ત્રકારોએ તો કોઇપણ એક માર્ગનું, ઇતર ઉભય માર્ગનો બુદ્ધિપૂર્વક વ્યતિરેક કરીને વર્ણન કર્યું છે એમ સ્વીકારી શકાય એમ નથી. કેમકે તેઓ કંઇ અજ્ઞાન ન હતા. તેમણે તો એક જ વૃત્તિનાં ભિન્ન ભિન્ન સ્વરૂપો માત્ર વર્ણવ્યાં છે. એક પુરુષ બાલક વયથી વૃદ્ધ થાય ત્યાં સુધીમાં તેનામાં શરીરના, મનબુદ્ધિના, નીતિના, ધર્મના આદિ અનેક ફેરફારો એકી વખતે સાથે જ થતા હોય છે, તથાપિ શારીરશાસ્ત્રના પક્ષથી બાલકવયથી વૃદ્ધાવસ્થાસુધીના ફેરફારો સ્વતંત્રપણે વર્ણી શકાય, અથવા તે જ પ્રમાણે માત્ર મનોવિકારોના ફેરફારો તથા માત્ર બુદ્ધિ અને તર્કશક્તિના ફેરફારો પણ સ્વતંત્ર ગ્રંથોથી વર્ણી શકાય, અથવા માત્ર યોગ્યાયોગ્ય વિવેકરૂપ નીતિવૃત્તિના જ ભિન્ન ભિન્ન વયે થતા ફેરફારો, અથવા ધર્મવૃત્તિના ફેરફારો પણ સ્વતંત્રપણે વર્ણી શકાય; પરંતુ આવા કોઇ એક દેશી વર્ણનઉપરથી એમ ઠરતું નથી કે એ પુરુષ વૃદ્ધ થતાંસુધીમાં તેનામાં માત્ર એક જ પ્રકારના ફેરફાર થાય છે અને ઇતર સર્વ પ્રકારના થતા નથી અથવા કોઇ પુરુષમાં શરીરના ફેરફાર થાય તો મનના ન થાય અને કોઇમાં મનના થાય તો શરીરના ન થાય. આવું કોઇ પણ એક દેશી વર્ણન વાંચીને ઉપર પ્રમાણે સમજવું એ આપણી જ ભૂલ છે. આપણું જ અજ્ઞાન છે. એ વર્ણન કરનારાઓ કંઇ એવા અજ્ઞાન હોતા નથી. કેમકે એવા અજ્ઞાન લેખકથી કોઇપણ એક પક્ષનું વર્ણન, પણ ઇતર પક્ષોના જ્ઞાનવિના, યથાર્થ થઇ શકે જ નહિ.

તેવી રીતે એક પુરુષ બદ્ધ જીવપદઉપરથી નિત્યમુક્ત શિવપદસુધી પહોંચે છે ત્યાંસુધીમાં તે પુરુષની સમગ્ર અંતઃકરણ સામગ્રીમાં આસમાનજમીનજેટલાં રૂપાન્તરો થાય છે. અંતઃકરણ કંઇ એક નિરવયવ વસ્તુ નથી; પરંતુ અનેક અવયવોના સંઘાતરૂપ

અવયવી પદાર્થ છે. તેથી આ મુક્તત્વના પ્રવાસમાં પ્રત્યેક અવયવનું રૂપાન્તર થવાની આવશ્યકતા છે.

૪૭ આપણા શાસ્ત્રની રીતિપ્રમાણે મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર એ ચાર અંતઃકરણની વૃત્તિના પ્રકાર છે. મુક્તતત્વના પ્રવાસમાં એ ચારે વૃત્તિનો જય સધાય છે. પરંતુ એ ચારેનાં સ્વરૂપો ભિન્ન હોવાથી તેમના જયના સાધનમાં સૂક્ષ્મ ભેદ હોય છે તે નીચેના કોષ્ઠકથી જણાશે.

| પાશ્ચાત્યમાનસ શાસ્ત્ર-પ્રમાણે અંતઃકરણ-સામગ્રીના અવયવ. | આર્યશાસ્ત્રપ્રમાણે અંતઃકરણ સામગ્રી-ના અવયવ. | સાધનના પ્રકાર. |
|---|---|---|
| Intellect. Thought. | બુદ્ધિ. | વિચારમાર્ગ. તત્ત્વવિચાર. સાંખ્યવેદાંત. |
| Emotion. | અહંકાર. | ભક્તિમાર્ગ. |
| Volition. Will. | મન, ચિત્ત, ઇચ્છા, કામના. | યોગમાર્ગ. |

જેથી પ્રત્યેક સાધકને આ પ્રત્યેક માર્ગનાં સાધનો સાધવાનાં છે. મનોનાશ, વાસનાક્ષય, અને તત્ત્વજ્ઞાન એ સર્વને સાધવાનાં છે અને સર્વ મુક્ત પુરુષોને સિદ્ધ હોય છે. તે જ પ્રમાણે સૂક્ષ્મ શરીરમાં, સ્વભાવસત્તાના આધારરૂપ અભિમાનધારક અણુ હોય છે, કર્મસંસ્કારોને ધારણ કરનાર વાસનાપુરીનો અણુ હોય છે, ઇન્દ્રિયોની સૂક્ષ્મ તન્માત્રાને ધારણ કરનાર અણુઓ હોય છે, અને વળી અંતઃકરણના અણુ હોય છે. જીવત્વથી મુક્તત્વના રૂપાન્તરમાં આ સર્વ અવયવોના રૂપાન્તર પોતપોતાના નિયમથી થાય છે. તેથી પ્રત્યેક સાધકને આ સર્વનો જય થાય એવાં સાધનો સાધવાનાં છે. તેથી યદ્યપિ યોગ, સાંખ્ય, ભક્તિ આદિના સિદ્ધાન્તોઉપર ભિન્ન ભિન્ન ગ્રંથો રચાયલા છે તથાપિ તે ઉપરથી તેમનો ભાવ એવો નથી કે કોઇ પુરુષ ભક્તિ અથવા સંયમવિના માત્ર તત્ત્વવિચારથી જ મુક્તત્વ સાધી શકે છે. કેમકે મનન અને નિદિધ્યાસનના પ્રયોગ જ એવા છે કે જે ઇષ્ટસ્વરૂપવિષે નિર્વિશેષ પ્રેમ અને ચિત્તવૃત્તિના નિરોધવિના સધાય એમ જ નથી. નિદિધ્યાસન એ સંયમ, પ્રેમ અને સ્વરૂપનું જ્ઞાન એ ત્રણનું સંયુક્ત સાધન જ છે. તે જ પ્રમાણે કોઈ પુરુષ ભક્તિ અથવા પ્રેમ અને નિદિધ્યાસનવિના જ માત્ર ધ્યાનથી જ સ્વરૂપસિદ્ધિ કરે એ પણ સંભવતું નથી. કેમકે સર્વથી પ્રથમ તો ધ્યાન અને નિદિધ્યાસન જ ભિન્ન નથી. અને પ્રેમવિના ઇષ્ટસ્વરૂપાનુસંધાનનો દીર્ઘકાલ

નિરંતર તૈલધારાવત્ પ્રવાહ સંભવતો જ નથી. તેમ જ કોઇ પુરુષ સ્વરૂપનું જ્ઞાન અથવા તત્ત્વવિચાર અને સંયમ, વૃત્તિનિરોધરૂપ યોગ-વિના માત્ર પ્રેમ અથવા ભક્તિથી જ ભગવાનના ધામને પામે એમ સંભવતું નથી. કેમકે ભક્તિમાં ઇતર પદાર્થાકાર વૃત્તિનો નિરોધ તો અનુસ્યૂત જ છે. ઇતર વૃત્તિના નિરોધવિના તો ઇષ્ટ સ્વરૂપવિષે અવ્યભિચરિત અનન્ય પ્રેમ સંભવતો જ નથી. અનન્ય ભક્તિ એ શબ્દમાં જ નિરોધનાં અને યોગનાં સર્વ અંગ આવી જાય છે. અને ઇષ્ટ સ્વરૂપના ઐશ્વર્યાદિના જ્ઞાનવિના, અર્થાત્ વેદાન્તસિદ્ધાન્તપ્રમાણે શ્રીપરમાત્માનું સ્વરૂપ જે નિર્ણિત કર્યું છે તે જાણ્યાવિના તે સ્વરૂપની ભક્તિ સંભવતી જ નથી. અર્થાત્ વિદ્વાનોએ લોકોને પૂર્ણ જ્ઞાન આપવામાટે એક એક અંગને છૂટું પાડી તેના ઉપર સ્વતંત્ર શાસ્ત્રો રચ્યાં છે ખરાં, પરંતુ સાધન સાધનાર સાધકોને તો એ સર્વ સાધનો સધાય એવો જ યત્ન કરવાનો છે. કેમકે એમને તો અંતઃ-કરણની સર્વે વૃત્તિનો અને સૂક્ષ્મ શરીરના સર્વે અવયવોનો જય કરવાનો છે. ઉપાસના પ્રેમપ્રધાન છે, યોગ સંયમપ્રધાન છે, અને સદ્વિચાર જ્ઞાનપ્રધાન છે. તે પ્રેમ, સંયમ અને જ્ઞાન એ ત્રણે, પ્રત્યેક સાધકે સિદ્ધ કરવાનાં છે, અને તેમ જ થાય છે.

૪૮ હવે આપ્રમાણે વસ્તુતઃ ગન્તવ્ય માર્ગ એક જ છે અને પરિણામી ફલ પણ એક જ છે તથાપિ પૂર્વોક્ત ત્રણ માર્ગોને સૂક્ષ્મ ભેદસાથે પણ ભિન્ન વર્ણ્યા છે, તેમાં એક પ્રયોજન છે. આપણે પૂર્વે સાધકને માટે બે કર્તવ્યો વર્ણ્યા છે. ( ૧ ) બહિર્મુખ વૃત્તિને અંતર્મુખ કરવારૂપ કર્તવ્ય. ( ૨ ) અંતર્મુખ થયલી વૃત્તિસહ જી-વનું શિવસ્વરૂપમાં શમવું. તે જ પ્રમાણે આ પૂર્વોક્ત ત્રણે માર્ગોમાં જે સાધનો વર્ણવ્યાં છે તેમના પણ મુખ્ય બે પ્રકાર પડી શકે છે. ( ૧ ) બહિરંગ સાધનો ( ૨ ) અંતરંગ સાધનો. વિચારમાર્ગમાં શ્રવણસુધીનાં સાધનો બહિરંગ છે અને મનનથી અંતરંગ સાધનોનો આરંભ થાય છે. યોગમાર્ગમાં, યમ, નિયમ, આસન, પ્રાણાયામ-સુધીનાં સાધનો પ્રધાનપણે બહિરંગ છે, પ્રત્યાહાર અને યમનિયમ મિશ્ર સાધનો છે, ધારણા પણ શરીરબહિર્ના પદાર્થવિષયક હોય તો મિશ્રસાધન છે અને શરીરની અભ્યંતર કોઇ પ્રદેશમાં કોઇ ધારેલા પદાર્થવિષયક હોય તો ધારણાથી અંતરંગ સાધનો શરૂ થાય છે. તે જ પ્રમાણે ભક્તિમાર્ગમાં વંદન, અર્ચન, પાદસેવન એ બાહ્યોપાસનાનાં બહિરંગ સાધનો છે. શ્રવણ અને કીર્તન મિશ્ર સાધનો છે. દાસ્ય અને સખ્ય પણ પ્રકટ ઇષ્ટદેવસંબંધમાં બહિરંગ

સાધનો છે, પરંતુ અપ્રકટ ઇષ્ટદેવમાટે અંતરંગ સાધનો છે. અને સ્મરણ અને આત્મનિવેદન તો શુદ્ધ અંતરંગ સાધનો છે.

૪૯ આપ્રમાણે પ્રત્યેક માર્ગનાં બહિરંગ સાધનોનો મુખ્ય ઉદ્દેશ જ બહિર્મુખવૃત્તિને અંતર્મુખ કરવાનો છે. અર્થાત્ બહિરંગ સાધનો પ્રથમ અને ગૌણકર્તવ્ય સધાવવાના ઉદ્દેશથી જ સ્થપાયલાં છે અને અંતરંગ સાધનો વૃત્તિ અંતમુર્ખ થયાપછી જીવત્વનો શ્રદ્ધાસ્થૈર્યાદિ સંપત્તિ સિદ્ધ થયાપછી શિવસ્વરૂપમાં લય કરાવવારૂપ મુખ્ય કર્ત્તવ્ય સધાવવાના ઉદ્દેશથી જ સ્થપાયલાં છે. હવે અનેક કારણોથી અને વિશેષે કરીને સ્વભાવકર્મસંસ્કારરૂપ કારણોથી સાધક જીવોની બાહ્યપ્રવૃત્તિ વિચિત્ર અને અનંત ભેદવાળી છે. તેથી યદ્યપિ ગન્તવ્યમાર્ગ અને પ્રાપ્તવ્યફલ સર્વને માટે એક જ છે તથાપિ તે સર્વને પાછળના ભાગમાં એક માર્ગે પ્રવૃત્તિ થતાંસુધી, બહિર્મુખથી અંતર્મુખ થવાસુધીનો સર્વનો માર્ગ જૂદો જૂદો હોય છે, અને અંતર્મુખ થયા પછી સર્વનો માર્ગ લગભગ એક હોય છે. તેથી ભિન્ન ભિન્ન કર્મસંસ્કારને લીધે ભિન્ન ભિન્ન રુચિ, વ્યવહારસ્થિતિને અનુકૂલ પડવામાટે બહિરંગસાધનો અધિક ભેદવાળાં રખાયલાં જણાય છે, યદ્યપિ એ સર્વ બહિરંગ સાધનોનું ફલ વૃત્તિને અંતર્મુખ કરવી અને અંતરંગ સાધનો સાધવાની યોગ્યતાવાળી કરવી એટલું જ છે.

૫૦ હવે આપણને સમજાશે કે વંદનાદિ બાહ્યોપાસનાનાં સાધનો તે ભક્તિમાર્ગનાં બહિરંગ સાધનો છે. અને તેમનો ઉદ્દેશ પોતાના ઇષ્ટદેવવિષે ક્રમે કરીને પ્રેમની વૃદ્ધિ કરવાનો, બહિર્મુખવૃત્તિને અંતર્મુખ કરવાનો, તથા અંતઃકરણને નિદિધ્યાસનતુલ્ય નિરંતર સ્મરણ તથા આત્મનિવેદનરૂપ અંતરંગ સાધનો સાધવાની યોગ્યતાવાળું કરવાનો છે. શ્રવણ અને કીર્તનભક્તિ એ કાર્ય વધારે સરલતાથી અને સારી રીતે કરી શકે છે તેથી એ સાધનો વંદનાદિકરતાં ઉચ્ચ ભૂમિકાનાં ગણ્યાં છે. અને શ્રવણકીર્તનને બાહ્યાંતર મિશ્ર સાધનો ગણ્યાં છે. દાસ્ય અને સખ્યભક્તિ એકરતાં ઉચ્ચ અંતરંગ સાધનો છે.

૫૧ દાસ્યભક્તિને આપણે પાંચમી ભૂમિકામાં ગણી છે, પરંતુ તે સર્વ અંશે યોગ્ય નથી એ પ્રથમ જ જણાવેલું છે. કેમકે ભક્તિમાર્ગમાં કે કોઇ પણ માર્ગમાં જીવ અને શિવનો સંબંધ ઉપાસ્ય-ઉપાસક અથવા દાસ અને પ્રભુનો જ છે. તેથી મુક્તત્વનાં સર્વ સાધનોમાં ઉપાસનાનો અને દાસ્યનો સંબંધ અનુસ્યૂત છે. એટલે આરંભની પહેલી ભૂમિકાથી વંદનવિધિથી જ દાસ્યસંબંધ અનુસ્યૂત હોય છે. જેથી ખરૂં જોતાં દાસ્યભક્તિ એ માત્ર પંચમી

ભૂમિકાનું જ સાધન નથી પરંતુ તેની ઉપરનીચેનાં સર્વ સાધનોમાં અનુસ્યૂત છે. તે છતાં એ સંજ્ઞાથી ભક્તિનું સ્વતંત્ર અંગ ગણવામાં એટલો જ વિશેષ ઉદ્દેશ છે કે નીચેનાં સર્વ સાધનોમાં દાસ્યસંબંધ છે ખરો પરંતુ તે બહુ જ અસ્પષ્ટ રૂપમાં અને મંદ વેગમાં હોય છે તે પ્રેમ વધતાં વધતાં પંચમી ભૂમિકાપર આવતાં એ દાસ્યભાવ યથાર્થ સિદ્ધ થાય છે. તેથી યદ્યપિ દાસ્યભક્તિ ઇતર સર્વ સાધનોમાં અનુસ્યૂત છે તથાપિ પોતાને યોગ્ય સમયે પૂર્ણ રૂપમાં આવે છે ત્યારે તે ઉપાસક યથાર્થ દાસતરીકે ગણાવા યોગ્ય થાય છે. એ જ પ્રમાણે કીર્ત્તનભક્તિનું પણ સ્વતંત્ર અંગ ગણ્યું છે તથાપિ કીર્ત્તનનાં જૂદાં જૂદાં સ્વરૂપો નીચેની સર્વ ભૂમિકાના સાધકો સાધી શકે એવાં છે.

આટલા વિવેચનથી ભક્તિ અથવા ઉપાસનાના સ્વરૂપનો, ભક્તિમાર્ગના સ્વરૂપનો, તથા વંદનાદિ સાધનોના સ્વરૂપનો વિચાર કર્યો. પરંતુ સર્વથી મુખ્ય સાધન જે ઇષ્ટસ્મરણ તેનો વિશેષ વિચાર કરવાનો બાકી રાખેલો છે તે હવે કરીએ છીએ.

પર સ્મરણ એટલે જ્ઞાનેન્દ્રિયોદ્વારે બાહ્ય પદાર્થોના સંસ્કાર પડેલા હોય તે સંસ્કારોનું અંતર્માં તે મૂલ પદાર્થના અભાવે પણ સ્ફુરણ થવું તે, એ આપણે પ્રથમ જણાવી ગયા છીએ. અને તેથી સ્મરણભક્તિ અપ્રકટ ઇષ્ટદેવતાસંબંધમાં જ સંભવે છે. અને જ્યાં સુધી એક મતપ્રમાણે ઇષ્ટદેવના નિરંતર સાંનિધ્યરૂપ ફલ ન મળે અથવા અન્ય અને વાસ્તવ મતપ્રમાણે ઇષ્ટદેવથી અભિન્ન પોતાનો અનુભવ ન થાય એટલે ઉપાસ્યાકાર ન થવાય ત્યાંસુધી આપણા ઇષ્ટદેવ આપણાથી અપ્રકટ અથવા પરોક્ષ જ સમજવાના છે; અને એકલી સ્મરણભક્તિ જ નહિ પણ આખો ભક્તિમાર્ગ અને માત્ર ભક્તિમાર્ગ જ નહિ પણ ઇતર સર્વ માર્ગો અપ્રકટ ઇશને પ્રકટ કરવાના સાધનરૂપ જ છે. જીવપદમાં શિવપદ અપ્રકટ હોય છે. તેથી જીવપદથી શિવપદસુધીના પ્રવાસનું જ સર્વ સાધનો વર્ણન કરે છે. વળી આપણે પ્રથમ જણાવેલું જ છે કે કીર્તનભક્તિસુધીનાં સર્વ ભક્તિનાં સાધનો સિદ્ધ થયાનું મુખ્ય લક્ષણ જ એ છે કે તે સર્વનો સ્મરણભક્તિમાં પરિણામ થાય; એટલે શ્રીઇષ્ટના અવિચ્છિન્ન સ્મરણરૂપ અથવા અવિચ્છિન્ન ઇષ્ટાનુસંધાનરૂપ વૃત્તિની સ્થિતિ સિદ્ધ થાય. અર્થાત્ સ્મરણભક્તિ એ ભક્તિમાર્ગના નવ પ્રકારમાંનો માત્ર એક પ્રકાર જ છે એમ નથી પણ એ નવેમાં અનુસ્યૂત ઇષ્ટાનુસંધાનરૂપ વૃત્તિની સ્થિતિ છે; અને તેથી સ્મરણભક્તિ એ આખા ભક્તિમાર્ગનું જ એક બીજું નામ છે અથવા એ એક ઇષ્ટસ્વરૂપ પ્રકટ કરવાનો

સ્વતંત્ર માર્ગ જ છે. કેમકે આ સ્થલે માર્ગ શબ્દનો અર્થ જ એ છે કે પામરપંક્તિના નાનામાં નાના અધિકારીથી તે ઉત્તમ મુમુક્ષુ-સુધીના ઉચ્ચતમ અધિકારીસુધીના સર્વ સાધકોને પોતપોતાની કક્ષાથી ઉચ્ચતર અધિકારપર જવાનાં, અને પરિણામે ઇષ્ટસ્વરૂપ સધાવનારાં સાધનોની શ્રેણી. આ લક્ષણથી જોતાં સ્મરણભક્તિ એ પણ એક સ્વતંત્ર માર્ગ જ છે. કેમકે ભક્તિનાં જે સાધનો આપણે પ્રથમ વર્ણ્યા છે તે સર્વમાં સ્મરણ અનુસ્યૂત છે અને તે સર્વના પરિણામ પણ સ્મરણની સિદ્ધિમાં થાય છે. વળી સ્મરણભક્તિનાં સાધનો એવા પ્રકારનાં છે કે નાનામાં નાના બાલકથી તે વૃદ્ધ ડોસા પણ તેનું અનુષ્ઠાન કરી શકે છે. અને અજ્ઞાન બાલકથી તે સમર્થ વિદ્વાન્‌માટે પણ યોગ્ય સાધનો આ સ્મરણભક્તિરૂપ માર્ગમાં છે. એ માર્ગને ઘણે પ્રસંગે જપમાર્ગ પણ કહે છે. મંત્રજપનાં પુરશ્ચરણોથી મોટામાં મોટી સિદ્ધિઓ પૂર્વે મહાત્માઓએ સિદ્ધ કર્યાનાં વર્ણનો છે. આ સ્મરણરૂપ સાધન એવા પ્રકારનું છે કે ધનવાન્ તેમ જ નિર્ધન, બુદ્ધિમાન્ તેમ જ અજ્ઞાન, ગૃહસ્થ તેમ જ વિરક્ત, સર્વ પોતપોતાની અનુકૂલતાપ્રમાણે સાધી શકે એમ છે. તેથી સર્વ માર્ગમાં ભક્તિમાર્ગ શ્રેષ્ઠ છે અને તેમાં પણ આ સ્મરણરૂપ સાધન શ્રેષ્ઠ છે. કોઇ સ્ત્રી કે પુરુષ બીજું કંઇ જ ન કરે પણ માત્ર આ સ્મરણભક્તિના જ દાદરનાં પગથીઆં એક પછી એક ચઢતા ચાલ્યાં જાય તો તેમનો અધિકાર વધતાં વધતાં જ્ઞાન, સંયમ અને ભક્તિની સર્વ સંપત્તિઓ ક્રમે કરીને પ્રાપ્ત થતાં પરિણામે તે જીવન્મુક્તિના આનંદને અનુભવી શકે. તેમાં પણ ખાસ કરીને નાનાં બાલકો, મંદમતિનાં મોટી વયનાં પણ સ્ત્રીપુરુષો, વિધવા સ્ત્રીઓ, દુઃખી અને તુરંગમાં પડેલાંસુધીનાં સર્વ સ્ત્રીપુરુષોમાટે તો આ એક જ ઉત્તમ સાધન છે એમ કહેવાને હરકત નથી. કેમકે બુદ્ધિમંતો તો ઉપનિષદ્ આદિ શાસ્ત્રોનાં શ્રવણમનનથી પણ વૃત્તિનિગ્રહ સાધી શકે છે અને ધનવાનો દ્રવ્યસાધ્ય અનેક પુણ્યકર્મો કરીને પણ અંતઃકરણ શુદ્ધ કરી શકે છે, પરંતુ સર્વ પ્રકારની સંપત્તિથી રહિત એવાં નિર્ધનને માટે તો ઇષ્ટસ્મરણ એ એક જ અને વળી સર્વોત્તમ સાધન છે. તેથી જ આ વિષયના આરંભમાં **निर्धनको यह काम, जपीए सद्गुरु आठहु जाम** એ ચરણ મૂકીને પરમાત્મા શ્રીમન્નૃસિંહાચાર્યજીપ્રણીત એ આખા પદની લક્ષણા કરાવી છે, વળી બુદ્ધિ અને ધનની અનેક સંપત્તિવાળાઓ પણ અનેક સાધનો બહુ ચતુરાઇ અને ડોળથી સાધે તથાપિ જ્યાંસુધી એ સા-

ધનોનાં ફલતરીકે તેમને પોતાના ઇષ્ટનું વ્યવધાનરહિત અનુસંધાન, અથવા તેટલું બધું નહિ તો જાગ્રત્ દશાનો લગભગ બધો ભાગ શ્રીઇષ્ટનું સ્મરણ ઉપસ્થિત ન રહે તો એ આડંબરધારી સાધકોનાં બધાં સાધનો હજુ બરાબર ફળ્યાં નથી એમ જ માનવાનું છે. વેદાન્તનો નિશ્ચય કરનારને મનનરૂપ સાધન જ એવું કઠિન છે કે આજે આખા હિંદુસ્તાનમાં જ્યાં ત્યાં વેદાન્ત વંચાય છે તથાપિ કોઇની માએ શેર સૂંઠ ખાધી નથી કે મનનથી આગળ વધે. આ જગત્ની અનેક જન્મથી સિદ્ધ સત્યવત્ પ્રતીતિનું બાધક તર્કથી ખંડન કરવું અને આ દૃશ્ય પ્રપંચનું મિથ્યાત્વ અને સર્વત્ર બ્રહ્મસ્વરૂપની જ વ્યાપ્તિને માત્ર તર્કથી જ સાધવી અને તે એવી દૃઢ સાધવી કે તેનાથી થતી ભાવનાઓનો પ્રવાહ જ નિદિધ્યાસનરૂપ થઇ જાય એ કંઇ રમત વાત નથી. દરિઆનાં મોજાં જેમ આ અનંત વર્ષોમાં ક્ષણ વાર પણ અટકયાવિના નિરંતર ગતિમંત જ હોય છે, તેમ આપણું મન પણ જાગ્રત્ તેમ જ નિદ્રિત દશામાં નિરંતર સ્થૂલ સૂક્ષ્મ ગતિમાન્ રહેવાના સ્વભાવવાળું છે. એ આપણા મનના પ્રત્યેક ક્ષણે ઉઠતા તરંગો અથવા મોજાં સર્વવ્યાપક બ્રહ્મનો અભાવ અને અલ્પદેશવ્યાપક પણ આપણી દૃષ્ટિથી સર્વવ્યાપક જગત્ની સત્યતા, નિરંતર સિદ્ધ કરતા જાય છે. મનન કરનાર પુરુષને તેથી બહુ જ સાવધાન રહીને પોતાના મનના એ પ્રતિક્ષણના મોજાંની સામા તેટલા જ વેગવાળાં અને તેથી અધિક વેગવાળાં જગત્ની અસત્યતાનો નિર્ણય કરાવનારાં અને વ્યાપક બ્રહ્મની સર્વત્ર સ્થિતિ સધાવનારાં વિચારનાં મોજાં પ્રેરવાં પડે છે. એ પ્રમાણે સામસામાં વિચારનાં મોજાંની ટક્કરો દીર્ઘકાલ અવિચ્છિન્નપણે, વૃદ્ધિગંત થતા જતા વેગથી જ્યારે ચાલે છે ત્યારે ધોળા વાળજેટલું વય થયે કંઇક આ દૃશ્ય પ્રપંચની સત્યતાનો ભાસ ઝાંખો થાય છે અને પોતાના અંતરમાં તેમ જ બહિર્ સર્વત્ર બ્રહ્મતત્ત્વ હશે એવો ભાસમાત્ર થાય છે. અને હજુ તો સોળે સોગટીઓ કાચી જ હોય છે. **बहूनां जन्मनामन्ते ज्ञानवान्मां प्रपद्यते** આ ભગવદ્વાકય આ મનનના રોમાંચ ખડાં થાય એવા કાઠિન્યનું સહજ દિગ્દર્શન કરાવે છે. આત્મપુરાણની અરાઢ આવૃત્તિ અને યોગાવાસિષ્ઠની ઓગણીશ આવૃત્તિ કરનારાની ગુંજાસ નથી કે આ મનનને સાધી શકે. અને સાધુસંન્યાસીઓને રોજ માલપુડા ને દૂધપાક જમાડવામાં જ તથા તેમને સૂવાને છપ્પર પલંગો પૂરા પાડવામાં જ કૃતકૃત્યતા માનનારાઓનું આ કામ નથી. તેમ જ ગરીબ બિચારા અંધશ્રદ્ધાલુ ભગતડાંઓ અને પેમલાંઓના ખરા પરસેવાના પૈસાપર પૂજો મૂકીને

હરામના મોહનથાર ચપાટનારાઓનું પણ એ કામ નથી જ. વિદ્વાનો વિદ્યાના ફાંકાને લીધે, અથવા પરસ્પર વિરુદ્ધ વિચારોનાં બલાબલનો નિર્ણય કરવાની અશક્તિને લીધે, અથવા દુરાગ્રહને લીધે, અથવા જ્ઞાનીના, મહાત્માના દંભને લીધે જ આ મનનરૂપ સાધન સાધવા યત્ન જ કરતા નથી અને યત્ન કરે તોપણ સાધી શકે એમ નથી. મફતના મલીદા ખાઇ પલંગપર પોઢવાનું મૂકી દઇને દરિઆનાં મોજાં-સાથે સતત બાથ ભીડવાની કડાકૂટ શા દુઃખે કરે? અમલદાર સાહેબો અને ધનવંતો તો બે ઘડી ફેશનને માટે, અથવા દુનિઆમાં જ્ઞાની, રાજયોગી (political saints) અને યાજ્ઞવલ્કય, જનક-જેવા ગૃહસ્થ જીવન્મુક્તમાં ખપવાનેમાટે પા અર્ધો કલાક જ્ઞાનગુંજ કરી, નહિ કરી એવું કરે છે અને ચટ બે ઘોડાની બગીમાં એક બે ધોળા અથવા ભગવા ખુશામતીઆને સાથે લઇ ફરવા નીકળી પડે છે, તેમનું પણ આ કામ નથી. અને બિચારા અવિદ્વાનને માટે તો આ સાધન જ નથી. આ વાસાથે વઢવાનું કામ એમાંના કોઇનું નથી. પરંતુ **શ્રીપર**માત્માના વાસ્તવ પ્રસાદના પાત્ર, શુદ્ધ વૈરાગ્યશીલ, અસાધારણ બુદ્ધિવિભવસંપન્ન તથા અસાધારણ ઉત્સાહ અને આગ્રહસંપન્ન વિરલ પુરુષોનું જ છે. પરંતુ તે વિનાના ઇતર સર્વ આ સાધનને ભલે અંશતઃ સાધે પરંતુ તેમને માટે પ્રધાન સાધન તો અધિકારપ્રમાણે બીજાં જ છે.

૫૩ તે જ પ્રમાણે યોગસાધનમાં પણ પ્રથમ ગ્રાસે મક્ષિકા-જેવું જ થાય છે. સર્વથી પ્રથમ યમનિયમનાં સ્વરૂપ સાંભળીને જ સર્વનાં ડોસલાં બેશી જાય છે તથા ગ્રંથ હોય તો ઝટ પાનું ફેરવીને આગળ વાંચવા માંડે છે. વળી આસન તો ભભૂતી ચોળનારા જોગી વેરાગીઓ ગમે તેમ ગડબડ કરી થોડા કલાક રાખી બતાવે, પરંતુ પ્રાણાયામ તો "વગર હમજ્યે" જે કરવા જાય તે તો માર જ ખાય એમ છે, અને પ્રત્યાહારનું તો કોઇ નામ જ લેશો નહિ. આપણી વૃત્તિઓ અને ઇન્દ્રિયો નિરંતર બહિર્મુખ રહેવાના જ સ્વભાવવાળી છે. તેથી ઇન્દ્રિયો નિરંતર પોતપોતાના વિષયપ્રતિ જ વહેનારી છે. એ ઇન્દ્રિયોનો આ વિષયાભિમુખ વેગ રોકવો અને તેમની વૃત્તિઓને પોતપોતાના વિષયથી રોકી પાછી વાળી તે સર્વને અંતરૂના ગ્રાસામાં પૂરવી અને અંતરૂમાં પોતે જે ઇષ્ટસ્વરૂપ ધારીને ધારણાધ્યાન કરવાનાં હોય તે સ્વરૂપપ્રતિ જ માત્ર વળગેલી અને વળેલી રાખવી તથા એ ઇન્દ્રિયવૃત્તિઓને અભિમાનીની આજ્ઞાપ્રમાણે જ વર્તાવવી, જો ઇષ્ટમંત્રનો જપ ચાલતો હોય તો કેવલ તેમાં જ સંલગ્ન રાખવી

એ કેટલું કઠિન કામ છે ? ઇન્દ્રિયોને પોતપોતાના વિષય પૂરા પાડવાને માટે જ જેમણે ધર્મનો ઢોંગ ધારણ કરેલો છે એવા 'જોગી મહાતમાઓ' તે શા દુઃખે પોતાના ઉદ્દેશથી વિરુદ્ધ આવી પીડા કરે! અને પોલીટીકલ સંન્યાસીઓ તથા રાજખટપટી જનકરાજાના સગાઓ તો આ યોગમાર્ગને ઓળે પણ ઉતરવાના નહિ, કેમકે તેમને તો આરામ ખુરસીપર અને પંખાનીચે માત્ર જીવન્મુક્તિ-વિવેકજેવા ગ્રંથનાં પાનાં ઉથલાવવાં એ જ ઊંચામાં ઊંચુ સાધન છે. એકરતાં વિશેષ શ્રમ તેઓ કરવાના પણ નહિ અને કરવાની જરૂર છે એમ તેઓ માનતા પણ નથી. આપણે આંખો મીચીએ છીએ અને જે ઘોર તમસ્ દેખાય છે તેને જ તેઓ શુદ્ધ બ્રહ્મ માને છે !!

૫૪ તાત્પર્ય કે વિચારમાર્ગવાળાઓના હાંજા મનનથી જ અને યોગમાર્ગવાળાના યમનિયમથી જ ગડગડે છે. એટલે આગળનાં મનન, નિદિધ્યાસન, તથા ધારણાધ્યાનાદિની તો વાત જ શી? આનો ભાવ કોઇએ એમ સમજવાનો નથી કે બધા જ એવા છે. ખરા સુજ્ઞ સજ્જનોને બાદ કરીને બાકીનાને જ ઉદ્દેશીને આ વાકયો છે, અને તે પણ એટલા જ માટે કે યથાર્થ અને દંભી પુરુષોનો ભેદ સ્પષ્ટ કરવો. જેથી યથાર્થ સત્પુરુષોની તો સ્તુતિમાં જ આ વર્ણન છે. અપ્રસ્તુત પ્રશંસારૂપ અલંકારથી સત્પુરુષોનું તો ગૌરવ વધારવાના જ ઉદ્દેશથી આ વાક્યો છે, તથા જેમને ખળદંભી મહાતમામાં ન ગણાતાં ખરા સત્પુરુષ થવું હોય તેમને પણ યથાર્થ દિશાનું દર્શન કરાવવામાં તથા અયથાર્થ દિશાપ્રતિ ન જવાના લાલ વાવટાતરીકે ગણાવવામાં આ તાત્પર્ય છે. તેથી જેઓ આ વાકયોથી ખોટું લગાડશે તેઓ પોતાની મેળે જ આગળ પડીને કહેશે કે આ લખાણ અમારે માટે છે એટલે અમે ખળ અને દંભી છીએ, ખરા સત્પુરુષ નથી.

૫૫ આપણું તાત્પર્ય અત્ર એ છે કે સર્વ સ્થિતિનાં મનુષ્યો-માટે ઇતર સર્વ સાધનોકરતાં સ્મરણભક્તિરૂપ સાધન અધિક સરલ તથા અનુકૂલ છે અને જીવપદથી શિવપદસુધીનો આખો પ્રવાસ આરંભથી અંતસુધી ઉત્તમ પ્રકારે સધાવનાર છે. સમગ્ર માર્ગો અને સમગ્ર સાધનોનો આ સ્મરણભક્તિમાં અંતર્ભાવ થઇ જાય છે. વળી આર્યધર્મવિનાના ઇતર ધર્મનાં ઈશ્વરપ્રીત્યર્થ સાધનોની સરખામણી કરીશું તો સહજ જણાશે કે સર્વ ધર્મોમાં ઇતર સાધનો બહુ વિચિત્ર અને વિરુદ્ધ પ્રકારનાં હશે પણ આ સ્મરણભક્તિનું

સાધન સર્વ ધર્મમાં પ્રતિપાદન કરેલું જણાશે. આ સર્વ એમ સિદ્ધ કરી આપે છે કે આ સમગ્ર ભૂમંડલપરના જનસ્વભાવનો વિચાર કરતાં મનુષ્યોને વિષયાભિમુખથી ઈશ્વરાભિમુખ કરવાનેમાટે પણ સ્મરણ ભક્તિજેવું અને તે કરતાં ઉત્કૃષ્ટ ઇતર સાધન નથી.

૫૬ તેથી સર્વ વિવેકી મનુષ્યોએ પોતાનાથી કંઇજ ન બને તોપણ આ સ્મરણભક્તિ સાધવાને અવશ્ય આગ્રહ ધારણ કરવો ઘટે છે. મારી શરીર પ્રકૃતિ સારી રહેતી નથી એવું બહાનું સ્મરણ-ભક્તિ ન કરવામાટે કાઢવાનું નથી, કેમકે પથારીવશ સ્થિતિમાં પણ મન કંઇ અક્રિય રહેતું નથી. તેથી જ્યારે જ્યારે મનની ક્રિયા સંભવે છે ત્યારે ત્યારે સ્મરણભક્તિ સંભવે છે, માત્ર મૂર્છા અને નિદ્રાસમયે જ અભિમાનીનો મનસાથે સંબંધ હોતો નથી. બાકીના સર્વ કાલમાં મનનું વિચારરૂપ યંત્ર એક ક્ષણ વાર પણ પોતાની મેળે બંધ રહેતું નથી તો તે યંત્ર ઇતર નકામા વિચારો કરે તેકરતાં ઇષ્ટ-સ્મરણ જ કરે, એવી તેને ફરજ પાડી શકાય એમ છે. ઉલટું મંદ-વાડ અને અસ્વસ્થ પ્રકૃતિમાં શરીર દુઃખપીડિત હોય છે અને મન પણ શારીરક કષ્ટથી વિકલ અને અસંખ્ય માનસ ક્લેશ આશા, ચિંતા, ભય આદિથી સંતપ્ત હોય છે. વ્યાધિથી સંતપ્ત સર્વ મનુષ્યોની પ્રધાન ઇચ્છા ક્લેશદુઃખનિવૃત્તિની જ હોય છે. તે ગરીબ બિચા-રાઓને દુઃખક્લેશની વાસ્તવ નિવૃત્તિ અથવા ક્ષણિક નિવૃત્તિ તો વખતે થાય કે ન પણ થાય પરંતુ દુઃખક્લેશની નિવૃત્તિ ન થાય તો નિદાન તેનું ક્ષણ વાર અભાન પણ થાય તો તે તેને લાખો રૂપીઆબરાબર છે. દુઃખક્લેશનું વિસ્મરણ એ જ સર્વ રોગી દુઃખીની ઇચ્છાનો પ્રધાન વિષય હોય છે. તેને જ માટે ડૉક્ટરોને ઘણે પ્રસંગે ઊંઘવાનાં ઔષધ આપવાં પડે છે. દુઃખક્લેશનો વિસારો કરવાને માટે જ રોગીઓને પાનાંસોગટાં રમાડવા ભલામણ કરવામાં આવે છે. તેને જ માટે તેમને વાદ્યંત્રના સુંદર સ્વરો શ્રવણ કરાવવામાં આવે છે. પરંતુ આ સર્વ ઉપાયો દુઃખનું અભાન બહુ જ અલ્પ સમય કરાવે છે. આ સંસારના શારીરક કે માનસ દુઃખોના બહુ કાલના અનુભવથી બુદ્ધિમંતોએ સિદ્ધ કર્યું છે કે દુઃખની નિવૃત્તિ અથવા દુઃખનું અભાન પણ બાહ્ય સાધનોથી નહિ પણ આંતર સાધ-નોથી જ થવું જોઇએ. બાહ્યસાધનો આંતર સાધનોને પુષ્ટિ આપે ખરાં પરંતુ આંતર સાધનના અભાવે કેવલ બાહ્ય સાધનો દુઃખ-નિવૃત્તિ અનુભવાવવાને બસ નથી. ઉદાહરણતરીકે જો કોઇ રોગી શાંત અને સહનશીલવૃત્તિનો હોય તો તેને હારમોનિયમ આદિ

બાહ્ય સાધનોથી અધિક આનંદ અથવા દુઃખનો વિસારો થાય ખરો; પરંતુ જે રોગીનું અંતઃકરણ સંતપ્ત અને વિકલ હોય છે તેને વાદ્યંત્રાદિના બાહ્યોપચારો બહુ શાંતિ આપી શકતા નથી. અર્થાત્ વિકલ અને ધૈર્યવિનાના અંતઃકરણવાળાં મનુષ્યોને બાહ્ય સાધનો બહુ લાભ આપી શકતાં નથી. અને જે લાભ આપે છે તે ક્ષણિક અને અચિરસ્થાયી છે. તેને બદલે જો રોગી શાંતવૃત્તિનો જ મૂલથી હોય છે તો તે બાહ્ય સાધનોના અભાવે પણ પોતાનું દુઃખ અવિકલપણે અને શાંત વૃત્તિથી સહન કરી શકે છે. જેથી ઉભય પક્ષથી વિચાર કરતાં ક્લેશનિવૃત્તિના ઉપાયતરીકે બાહ્યસાધનોકરતાં આંતર સાધનો જ ખરાં ઉપયોગી છે. અને આંતર સાધનો માત્ર બે પ્રકારનાં છે. ( ૧ )સદ્વિચાર, તત્ત્વવિચાર, તત્ત્વાભ્યાસ આદિ સ્વરૂપાનુસંધાનમૂલક, અને ( ૨ ) સ્મરણભક્તિ. ત્યાં પ્રથમનો પ્રકાર માત્ર બુદ્ધિમંત તથા વિચાર અને ધારણામાં કુશલ સાધકોના જ ઉપયોગમાં આવે એવો છે. પરંતુ સ્મરણભક્તિનો દ્વિતીય પ્રકાર બુદ્ધિમંત વિદ્વાન્ તેમ જ અવિદ્વાન્, સાધનના અભ્યાસી તેમ જ અભ્યાસવિનાના એ પ્રમાણે સર્વ પ્રકારના રોગીને શાંતિ આપનારો છે, તેથી આપણી લૌકિક કહેવતપ્રમાણે " સુખે સોની દુઃખે રામ " એ ન્યાયથી સર્વ પ્રકારના દુઃખના સમયમાં સ્મરણભક્તિજેવું ઉપયોગી સાધન બીજું કોઇ નથી. સ્મરણભકિતથી ( ૧ ) દુઃખનો સદ્યઃ ( તરત જ ) વિસારો થાય છે. ( ૨ ) વિસારાને લીધે દુઃખની અંશતઃ પણ નિવૃત્તિ થાય છે અર્થાત્ અંતઃકરણ અવિકલ રહેવાથી જેટલે અંશે દુઃખનિવૃત્તિ થવી સંભવે, અથવા દુઃખનો જેટલે અંશે અંતઃકરણની સ્થિતિઉપર આધાર છે તેટલે અંશે નિવૃત્તિ થાય છે; અને (૩)લૌકિક દુઃખનિવૃત્તિઉપરાંત ઇષ્ટસ્મરણથી સત્ સંસ્કારો નવા બંધાય છે જેથી ભવિષ્યમાં લૌકિક અલૌકિક ઉભય સુખસાધક ઉપાયો રચાય છે. જેથી માનસ અને શારીરક કષ્ટના સમયમાં સ્મરણભકિત ઔષધનું કામ કરે છે.

૫૭ સ્મરણભકિતના લાભોનું શ્રવણથી અનુમાન કરવા કરતાં તેમનો અનુભવ કરવો એ જ ઉત્તમ છે. જેવી રીતે ચોસઠ પહોરી પીપરનું જેમ વધારે મર્દન થાય છે તેમ તે પીપર વધારે વીર્યવતી થતી જાય છે તેમ સ્મરણ કરાતા મંત્રનો અધિક કાલ અભ્યાસ કરવાથી તે મંત્રનું સામર્થ્ય વધતું જાય છે. જેવી રીતે અશક્ત, સુસ્ત, નિર્બલ થઇ ગયલા શરીરને પીપર આદિ ઔષધો શક્તિસંવર્ધક, દીપક, પાચક ( Tonic ) ટૉનિક ગણાય છે તેવી જ રીતે

અભ્યાસથી વીર્યવાન્ થયલો મંત્ર માનસ ટૉનિકનું જ કાર્ય કરે છે. અને એક પક્ષથી જોઇએ તો શરીરની સૂક્ષ્મતમ ક્રિયાનો મુખ્ય આધાર મન અથવા લિંગશરીર જ છે, તે એટલેસુધી કે યોગ્ય અભ્યાસથી વૃત્તિની આજ્ઞાથી હૃદયના ધબકારા પણ સ્વાધીનમાં લઇને બંધ કરી શકાય છે. તેથી મન અથવા અંતઃકરણઉપર મંત્રસામર્થ્યથી સ્વામિત્વ મેળવનાર સાધક, મંત્રરૂપ ટૉનિકથી સિદ્ધ થયલા સામર્થ્યથી શરીરમાં પણ ઇચ્છાનુરૂપ ફેરફારો કરી શકે છે. આ સર્વ વાર્તા બહુ મોટી છે. યોગી પુરુષો જે યોગસામર્થ્ય મેળવે છે તેમનો મૂલ સિદ્ધાન્ત આ છે. પરંતુ [1]શારીરશાસ્ત્રીઓ જેને [2]ઐચ્છિક અને [3]અનૈચ્છિક ક્રિયાઓ કહે છે તેમની પ્રવૃત્તિ પણ આજ સિદ્ધાન્તઉપર છે. આપણો પગ હલાવવો કે નહિ તે આપણી ઇચ્છાઉપર છે તેથી પગ હલાવવાની ક્રિયા ઐચ્છિક કહેવાય છે. પરંતુ એનો બહુ કાલનો અભ્યાસ થવાથી બેઠાં બેઠાં પગ લડાવવાની ટેવ પડી જાય છે તે આપણી મરજી નહિ હોય તોપણ લડાવાય છે તે અનૈચ્છિકક્રિયા છે. અર્થાત્ ઐચ્છિકક્રિયા અભ્યાસથી અનૈચ્છિક થઇ જાય છે. અન્ય પક્ષથી આપણી શ્વાસપ્રશ્વાસની ક્રિયા આપણી ઇચ્છા નહિ છતાં નિદ્રામાં પણ ચાલે છે તેથી એ ક્રિયા અનૈચ્છિકક્રિયા ગણાય છે. તથાપિ પ્રાણાયામથી ઇચ્છાપૂર્વક શ્વાસ નિરોધ તથા નિર્ગમન કરી શકાય છે. અર્થાત્ યોગ્ય અભ્યાસથી અનૈચ્છિક ક્રિયાને ઐચ્છિક પણ કરી શકાય છે. હૃદયનું ધડકવું એ તે કરતાં પણ વધારે અનૈચ્છિક ક્રિયા છે, પરંતુ શારીરશાસ્ત્રીઓ જ કહે છે કે ઇચ્છાના યોગ્ય નિરોધથી એ અનૈચ્છિક ક્રિયા પણ ઐચ્છિક કરી શકાય. અર્થાત્ શારીરશાસ્ત્ર અને માનસ શાસ્ત્રના આ સિદ્ધાન્તના યોગ્ય પ્રયોગથી શરીરની સમગ્ર ક્રિયાઓ ઐચ્છિક કરી શકવા સંભવ છે અર્થાત્ અંતઃકરણ અથવા લિંગશરીરદ્વારા અભિમાની, શરીરનું પૂર્ણ સ્વામિત્વ અનુભવી શકે એમ છે. અંતઃકરણની આ ઇચ્છાશક્તિ ચોસઠ પહોરી પીપરની શક્તિજેવી છે. યોગને ન માનનારાઓ ભલે ન માને, પરંતુ માનનારાઓ જેને યોગશકિત કહેછે તેનું પૂર્વરૂપ આ શકિતછે; અને એ શક્તિ ચોસઠ પહોરી પીપરની પેઠે જ દીર્ઘ કાલના પ્રમાદરહિત નિરંતર મર્દન અથવા અભ્યાસથી જ સિદ્ધ થાય છે અને એ મંત્રસંયુક્ત વૃત્તિનું મર્દન એને જ સ્મરણભક્તિ કહીએ છીએ. જેથી સ્મરણભકિત નાના-

---

૧ Physiologists. ૨ Voluntary actions. ૩ Involuntary actions. Reflex.

માં નાનાથી મોટામાં મોટા સાધકનું અવશ્ય જીવન છે, સર્વથી સાધી શકાય એવી છે અને નાનામાં નાનાથી મોટામાં મોટાં ફલને આપનારી છે.

૫૮ ઇતર સર્વ સાધનો સાધવાને માટે જૂદો સ્વતંત્ર વખત અને બહારની કેટલીક અનુકૂલતાની જરૂર છે. પરંતુ સ્મરણભક્તિને માટે તેની પણ જરૂર નથી. સ્મરણભક્તિ જાગ્રત્ દશાનો આખો સમય આપણાં ઇતર કાર્યોમાં ભંગ પડ્યા વિના સાધી શકાય એવી છે.

૫૯ આ સંબંધમાં એક સ્પષ્ટીકરણ કરવું અવશ્યનું છે. આજે ઘણે ભાગે એમ માનવામાં છે કે નિત્ય સ્નાન કરીને એક બે માળા ફેરવી અથવા સૂતી વખતે એક બે માળા ફેરવી કે થયું. જે તે પ્રકારે અમુક માલા ફેરવવાનો નિત્યનો કર છે તે આપી છૂટવું. આવું માનવું કેવલ ભૂલભરેલું છે. શાળાઓમાં છોકરાંઓને નિત્ય એક કે અર્ધું પાનું કોપી લખાવવાનો નિયમ છે. તેનું કારણ એટલું જ છે કે છોકરાંઓ એકરતાં વધારે વખત એ કામ કરી શકે એમ નથી અને કરાવાય તો કંટાળે અને અક્ષર બગાડે. તેથી એની શક્તિનો તથા બીજા વિષયોનો વિચાર કરી નિત્ય અર્ધો કે એક કલાક કોપીમાટે રાખવામાં આવે છે. પરંતુ એ પ્રમાણે જે લખાવવામાં આવે છે તે આગળ જતાં મોટો અમલદાર થયેથી કાગળના કાગળો ભરીને લખવાની શક્તિ લાવવામાટે છે. બાલક વયમાં માત્રશિ અર્ધો કલાક કોપી લખાવાય છે તેથી કંઇ એમ સમજવાનું નથી કે વિશ વર્ષનું વય થાય તોપણ માત્ર અર્ધું પાનું જ કોપીનું લખ્યાં કરે અથવા સાઠ વર્ષનો ડોસો થાય તોએ કિત્તો ઘુંટયાં કરે. કિત્તો ઘુંટવાની અને કોપી લખવાની પણ મર્યાદા છે. તે કાલમર્યાદા પૂરી થયેથી કિત્તો તથા કોપીને બદલે સેંકડો પાનાનાં પુસ્તકો લખવાનાં કામ તેમને કરવાનાં છે. આ એક એકદેશી દૃષ્ટાન્ત છે. તાત્પર્ય એ છે કે પ્રવેશક અધિકારિઓ નિત્ય પા અર્ધો કે એક કલાક માળા ફેરવે તે ઉપરથી કંઇ એમ સમજવાનું નથી કે સિત્તેર વર્ષનાં ખોડાં ઢોર થઇને પણ ખોટી ખોટી બે ચાર માળા ફેરવી છૂટવાનું છે. એ પ્રમાણે વર્તનારાં અસંખ્ય મનુષ્યો લોકદૃષ્ટિથી વૃદ્ધ છતાં જ્ઞાનદૃષ્ટિથી અથવા પારમાર્થિક દૃષ્ટિથી સાત વરસનાં બાલકકરતાં વધારે નથી. જે લોકો બાલક વયમાં પણ પાંચ માળા જ ફેરવતા હતા, યુવાન વયે પણ પાંચ છ માળા જ ફેરવતા હતા અને વૃદ્ધ વયે પણ તેટલું કરીને કૃતકૃત્યતા ગાનતા દેખાડે છે તેઓ એમ પણ સિદ્ધ કરી

આપે છે કે તેમણે પોતાના આયુષ્નો અમૂલ્ય ભાગ મૂલ્યવિનાના વ્યવહારોમાં નકામો ગુમાવ્યો છે. માળાને નકામો ઘસારો પાડયો છે, ભગવાનને નકામો ત્રાસ આપ્યો છે (!!) અને મેળવવાયોગ્ય સંપત્તિ અનાયાસ મળતી છતાં સિદ્ધ કરી નથી. વર્ષાદનું પાણી આકાશમાંથી ધો ધો પડતું છતાં માત્ર નેવાંનીચે વાસણ મૂકવાના આલસ્યને લીધે ઝીલવાની તક ખોઇ નાંખી છે; અને સ્વલ્પમાં ભગવાનને અને ભકિતને વગોવ્યાં છે. પ્રવેશક અધિકારિએ આરંભમાં પોતાના લોકવ્યવહારને અનુકૂલ વર્તીને દિવસનો અમુક નિયમિત ભાગ ઇષ્ટસ્મરણમાટે કાઢવાનો છે; પરંતુ ચિતામાં બળતાં સુધી તેટલા ક્ષુદ્રકાલની ક્રિયાથી જ સંતોષ માનવાનો નથી. ક્રમે કરીને, એટલે નિયમ ઠરાવવો હોય તો પ્રત્યેક નવા વર્ષે, પોતાની વર્ષગાંઠથી શરૂ થતા પ્રત્યેક નવા વર્ષમાં એ સ્મરણની ક્રિયાનો કાલ વધારવો જ જોઇએ. હવે તેને માટે સ્મરણનો સ્વતંત્ર કાલ જ વધારવો એવું સર્વથી બને એમ નથી. તેથી જેમના દેહવ્યવહાર અને લોકવ્યવહાર બહુ નિરુપાધિ હોય તેઓ ભલે દિવસનો મોટો ભાગ ઇષ્ટસ્મરણમાં ગાળે તથાપિ જેમનાથી એ પ્રમાણે સ્વતંત્ર સમય કાઢી શકાય એમ ન હોય તેમણે પોતાના સર્વ વ્યવહાર કરતાં છતાં તેમની સાથે એકી વખતે જ આ સ્મરણભકિત કરવાનો અભ્યાસ પાડવો જોઇએ. એક પક્ષથી વ્યવહારનાં કામો થયાં જાય, ઇતર પક્ષથી સ્મરણ યંત્ર ચાલ્યું જાય, અને પૂર્વે જણાવ્યાપ્રમાણે સ્મરણ એ આરંભમાં ઐચ્છિક ક્રિયા છે તે અભ્યાસ થતાં અને સમય જતાં અનૈચ્છિક થઇ જાય એમ થવું જોઇએ; જેથી કરીને આપણાં અન્ય સર્વ કાર્યો થતાં જાય તેની સાથે આ સ્મરણરૂપ ક્રિયા પોતાની મેળે જ પોતાનું કામ કર્યે જાય. જેમનો અભ્યાસ આટલેસુધી વધ્યો નથી તેમણે સ્મરણભક્તિનું કંઇપણ દૃષ્ટ ફલ સિદ્ધ કર્યું નથી એમ સમજવું. અને સાઠ સિત્તેર વર્ષનું વય થતાં આટલું કામ પણ ન બની શક્યું તેમણે પોતાનું આયુષ્ નકામું ભકિતના ઢોંગમાં ગુમાવ્યું છે એમ માનવાને લેશ પણ આંચકો ખાવાનું કારણ નથી. આ વિષયનો વિચાર કરતાં પ્રત્યેક પોતપોતાની પરીક્ષા કરી લેવી તથા પોતે પોતાના આયુષ્નો સાર્થક ઉપયોગ થાય છે કે નહિ તેનો ન્યાય બીજા આપે તે કરતાં પોતે જ કરી લેવો.

૬૦ આવા અભ્યાસપૂર્વક સ્મરણભકિત કરવાના લાભો ઘણા જ છે. વર્ણવતાં પાર આવે એમ નથી. ને છતાં આપણે નમુનાતરીકે થોડો વિચાર કરીએ છીએ. આ અભ્યાસથી અંતઃકરણ બહુ જ

શાંત અને નિયમિત વ્યવસ્થાપૂર્વક રહે છે અને તેથી મનના નિયમિતપણાથી આ વ્યવહારમાં જે અસંખ્ય કાર્યો થઇ શકે છે તે કાર્યો કરવાને આ ભક્તપુરુષ યોગ્ય થાય છે. આ અભ્યાસથી, જડ-ટૉનિકથી જેવી શરીરની શક્તિ વધે છે, તેવી આ સ્મરણરૂપ ટૉનિકથી મનની શક્તિ વધે છે; અને તેથી મનની શક્તિ, હૃદ્બલ, ધૈર્ય, સ્થૈર્ય આદિ વધવાથી વ્યવહારમાં જે જે કાર્યો થઇ શકે છે તે સર્વ કરવાને આ ભક્ત પુરુષ અધિકારી થાય છે. જેથી હાલના નવા વિચારથી કોઇ એમ કહેશે કે શાકર શાકરની પેઠે રામરામનો જપ કરવાથી દુનિયામાંથી ઉલટા નકામા થવાય છે તથા લોકોપયોગી સર્વ કાર્યોથી ભ્રષ્ટ થવાય છે તો એ તેમનું માનવું કેવલ અશાસ્ત્રીય છે.

૬૧ કેટલાએક અયથાર્થ ભક્તિ કરનારા ગાંડા, બબુચક, બેવકુફ, મૂર્ખજેવા થતા તથા રખડતા દેખાય છે; અયથાર્થ ભક્તિના ખોટા નાદથી કેટલાએક યુવાનો દુનિયામાંથી નકામા થયાના પણ ક્વચિત્ દાખલા થાય છે. આજના વખતમાં સેંકડે નવાણુ ટકા દંભ અને અયથાર્થ ભક્તિ છે એ તો પ્રથમ જ સૂચવેલું છે. પરંતુ તેની જ સાથે આજે દાકતરો, વકીલો, શિક્ષકો, અમલદારોમાં પણ સેંકડે બહુ જ થોડા ટકા યથાર્થ યોગ્યતાવાળા નીકળશે. ઊંટવૈદ્યો કે ડૉકટરોની સંખ્યા તો સેંકડે નવાણુંજેવી જ નીકળે એમ છે. વૈદ્યવિદ્યાનું ખરૂં રહસ્ય તો કોઇ વિરલ વિદ્વાન્ જ જાણે છે. તે જ પ્રમાણે વકીલોનો મોટો ભાગ તો રંક પ્રજાને કાયદાના પાશમાં ફસાવનારો અને સામા પક્ષને ન્યાયનો લાભ ન જ મળવા દેવાનો યત્ન કરનારો છે, એનો સર્વને અનુભવ છે; તે જ પ્રમાણે શિક્ષકોનો મોટો ભાગ પોતાના કામને માટે કેવલ નાલાયક છે એ પણ પ્રસિદ્ધ છે; તે જ પ્રમાણે અમલદારોનો મોટો ભાગ પણ સરકાર અને રૈયત ઉભયના હિતકરતાં પોતાના લૌકિક સ્વાર્થને જ પ્રધાન માનનારો છે. તેથી શું કોઇએ ઉત્તમ વૈદ્ય, ઉત્તમ વકીલ, ઉત્તમ શિક્ષક કે ઉત્તમ અમલદાર થવા યત્ન જ ન કરવો ? એકના એક જ ડૉક્ટરને હાથે કંઇ બધા રોગીને સારૂં થતું નથી તે છતાં નવા રોગીઓ ઔષધમાટે જાય છે જ અને તેમને સારૂં પણ થાય છે જ.

જેથી આજે સેંકડે નવાણું ટકા ભાગ દંભી ભક્તનો છે, તેથી કોઇ જ યથાર્થ ભક્ત નથી અથવા યથાર્થ ભક્તિ કરવા કોઈ પણ બુદ્ધિમાન્ વિવેકીએ યત્ન ન કરવો એમ ઠરતું નથી. કિવનાઇનના ગુણ તો સિદ્ધ થયલા જ છે. પછી તેનો સો માણસો અયથાર્થ ઉપયોગ કરે અને તેથી એકને પણ સારૂં ન થાય તેથી કંઇ કિવનાઇનના

રસાયનિક ગુણોની સત્યતાનો બાધ થતો નથી. કેમકે તે તો યથાર્થ ઉપયોગ કરીને સિદ્ધ કરેલો છે. તેવી રીતે આ યથાર્થ ભક્તિ કરનારને યથાર્થ ભક્તિના લાભ ન જણાય તેથી કંઇ યથાર્થ ભક્તિના ફલનો બાધ થતો નથી.

૬૨ યથાર્થ ભકિત કરનારા લોકવ્યવહારમાટે અયોગ્ય થતા નથી પણ વિકલ અંતઃકરણનાં નિરીશ્વર મતિવાળાં મનુષ્યોકરતાં યથાર્થ ભક્તોનાં અંતઃકરણ અધિક વ્યવસ્થામાં હોય છે અને તેથી લોકવ્યવહારમાં પણ તેઓ ઉચ્ચ પંક્તિનાં કાર્યો કરવા સમર્થ થાય છે. યથાર્થ ભક્તિનાં ફલનાં સ્વરૂપની કલ્પના ઢોંગી લોકોના મનની સ્થિતિઉપરથી કરવી એ વૈદ્યવિદ્યાની ઉપયોગિતાની કલ્પના ચકલે ચકલે પાટીયાં મારનાર ઉંટ વૈદ્યની કીર્તિઉપરથી કરવા બરાબર છે; અને તે એમ બતાવી આપે છે કે આપણા લોકોને શાસ્ત્રીય, શુદ્ધ, નિર્દોષ તર્ક કરતાં પણ આવડતું નથી, શાસ્ત્રીય નિર્દોષ તર્ક કરવાજેટલો પણ બુદ્ધિને સંસ્કાર મળેલો નથી.

૬૩ ખરૂં જોતાં યથાર્થ ભકિતનો લાભ માત્ર લૌકિક જ નથી. માત્ર અંતઃકરણની લૌકિક સ્વસ્થતા અને તજ્જન્ય વ્યવહારદક્ષતા જ નથી. પરંતુ આપણે આખા વિષયમાં વિવેચન કર્યાપ્રમાણે યથાર્થ સ્મરણભક્તિનો ઉદ્દેશ બાહિર્મુખવૃત્તિને અંતર્મુખ કરવાનો અને અંતર્મુખ થયલી જીવપદસ્થિત વૃત્તિને શિવપદસંલગ્ન અને પરિણામે સ્વરૂપમાં લીન કરવાનો છે. આ ઉદ્દેશના કરતાં કંઇ લોકવ્યવહાર ઉત્કૃષ્ટ યોગ્યતાનો ગણાય એમ નથી; અને તેથી હવે કોઇ પણ પ્રકારના સંકોચવિના સ્પષ્ટ જણાવવું પડે છે કે જો યથાર્થ ભક્તિથી શિવપદ સિદ્ધ થતું હોય તો પછી આ લોકવ્યવહારથી નકામા થવાય તોપણ તે શ્રેયસ્કરછે. અને યથાર્થ ભક્તો ઉચ્ચ કક્ષામાં સ્થાપાયા પછી વ્યવહારમાં ઉત્સાહઆગ્રહવિનાના જ થાય છે અને તે યોગ્ય પણ છે. આપણું સમગ્ર આયુષ્ કંઇ આ એક જ લોકમાં લપટાઇ રહીને વ્યતીત કરવાનું નથી. આપણે અનેક લોકમાં ફરનારા પ્રવાસી છીએ અને માત્ર અમુક વર્ષમાટે જ આ લોકમાં મુકામ કરેલો છે. આપણે અનંત કાલસુધી આ લોકમાં જ રહેવાનું નથી. અને તેથી આપણો મુખ્ય ઉદ્દેશ આ એક લોકમાં જ જય મેળવવો એ નથી. આપણે સર્વ લોકોમાં અને સમગ્ર વિશ્વમાં જય મેળવવાનો છે. અને તેમ કરવામાં વખતે આ એક લોકમાં જય ન પણ મળે; તો તેથી કંઇ વાસ્તવ હાનિ નથી. તેથી અત્યારસુધી આપણે લોકવ્યવહારને પટાવી પટાવીને સંભાળી લીધો છે પરતું હવે સ્પષ્ટ કરીએ છીએ કે આપણા વિશ્વના પ્રવાસની દૃષ્ટિથી આ

એક લોકના લોકવ્યવહારમાં જય એ બહુ જ ગૌણુ ઉદ્દેશ છે અને આપણા પ્રવાસનો પ્રધાન અને એક જ ઉદ્દેશ વિશ્વમાં જય મેળવવાનો તથા આ પ્રવાસનો અંત લાવવાનો તથા પ્રવાસીની સ્થિતિમાંથી મુક્ત થઇ સર્વત્ર વ્યાપક અચલ તત્ત્વસ્વરૂપ થવાનો છે. અને સ્મરણભક્તિના લૌકિક લાભો જે ઉપર વર્ણ્યા છે તે માત્ર લોકવ્યવહારમાં આરૂઢ અનિવાર્ય આસક્તિવાળાં મનુષ્યોના ઉત્તેજન માટે જ છે. યદ્યપિ તે પણ પોતાના અંશમાં ખરા તો છે જ. તે લાભો ખોટા તો નથી જ; પરંતુ વિશ્વના અવિનાશી ફલની અપેક્ષાથી એ લૌકિક ફલો કંઇ ગણનામાં નથી.

૬૪ જેથી સ્મરણભક્તિનાં અલૌકિક ફલો જ પ્રધાન ગણવાનાં છે. સ્મરણભક્તિથી ક્રમે કરીને અંતઃકરણ શુદ્ધ થાય છે, પુણ્ય સંસ્કારો રચાતા જાય છે, પાપસંસ્કારો દગ્ધ થતા જાય છે, વૃત્તિમાં પ્રસન્નતા વધતી જાય છે, ક્ષુદ્ર ક્લેશોનો ઉદ્‌ભવ જ થતો રોકાય છે, ષડ્ વિકારોનું બલ શિથિલ થતું જાય છે, સંસાર અને લૌકિક વિષયોપરથી વૃત્તિની પ્રીતિ ન્યૂન થતી જાય છે, લૌકિક સુખોમાં ઉપરતિ બંધાય છે, અને પરમાત્મસ્વરૂપ અથવા આપણા ઇષ્ટપ્રતિ વૃત્તિનો પ્રેમ વધતો જાય છે. સંસારના બનાવોઉપરથી વૃત્તિનો ઉત્સાહ ઉઠી જાય છે, વૃત્તિ નિરાગ્રહી થતી જાય છે. લૌકિક સુખોમાં સ્પૃહા અથવા રાગ ન્યૂન થતા જાય છે, પ્રતિકૂલતાપ્રતિ દ્વેષ ન્યૂન થતો જાય છે, રાગદ્વેષના શૈથિલ્યથી વૃત્તિ નિર્દ્વંદ્વ સ્વરૂપને ધારણ કરતી જાય છે, તર્કનો વેગ પણ ઓછો થાય છે, તેથી અમનસ્ક સ્વરૂપ પણ સધાતું જાય છે. સાધકનું અને સંસારનું અંતર વધતું જાય છે, સ્વરૂપનું અંતર ઘટતું જાય છે અને પરિણામે સંસારથી વિશ્લેષ અને સ્વરૂપનો સંશ્લેષ સિદ્ધ થાય છે. ભક્તનું ભિન્ન અભિમાન પોતાના ઉપાસ્ય ઇષ્ટમાં ગળાતું જાય છે, અહમગ્રંથિ શિથિલ થવાથી લિંગ શરીર ઉપાધિના બંધ પણ શિથિલ થાય છે તથા પરિણામે જેવી રીતે આ દૃષ્ટ સ્થૂલ શરીર મૃત થઇ વિખેરાઇ જાય છે તેવી જ રીતે અદૃષ્ટ સૂક્ષ્મ અથવા લિંગ અને કારણ શરીર પણ અભિમાનના અભાવે મૃતક થઇ પોતાના કારણરૂપ અણુઓમાં વિખેરાઇ જાય છે. એ જ સ્થિતિને યોગવિદ્યાની પરિભાષામાં નિર્વિકલ્પ સમાધિ, બ્રહ્મ વિદ્યાની પરિભાષામાં સ્વરૂપાવસ્થાન નિર્વાણ કૈવલ્ય ઇત્યાદિ અને આ ભક્તિવિદ્યાની પરિભાષામાં પરાભક્તિ કહે છે. इति

**न० गो० महेता ॥**

---

॥ ॐ श्री ॥

# आनंदमीमांसा.

**आनन्दाद्ध्येव खल्विमानिभूतानि जायन्ते, आनन्देन जातानि जीवन्ति, आनन्दं प्रयन्त्यभिसंविशन्ति ॥ आनन्दोब्रह्मेति व्यजानात् ॥ ( तैत्तिरीयोपनिषद् )**

**यस्त्वात्मरतिरेव स्यादात्मतृप्तश्चमानवः ।**
**आत्मन्येव च संतुष्टस्तस्यकार्यं न विद्यते ॥ भ. गी. ॥**

**અર્થઃ**—"આ વિશ્વગત પ્રાણિપદાર્થો આનંદઘન આત્માથી જ ઉત્પન્ન થાય છે, ઉત્પન્ન થયા પછી તે આત્માવડે જ અવસ્થિતિને પામે છે, અને આનંદસ્વરૂપ **શ્રીમહેશ્વર**માં જ લય પામે છે. આનંદ બ્રહ્મનું લક્ષણ છે, એમ તેણે જાણ્યું."—**તૈત્તિરીયોપનિષદ્.**

"સ્વસ્વરૂપમાં ક્રીડા કરનાર, સ્વસ્વરૂપથી તૃપ્ત, અને સ્વસ્વરૂપવડે સંતોષ માનનાર પુરુષને તો કંઈ પણ કર્તવ્ય શેષ રહેતું નથી."—

**શ્રીમદ્ભગવદ્ગીતા.**

પ્રવૃત્તિના ઉદ્દેશને નિરૂપણ કરનાર સર્વ બુદ્ધિમાન્ પુરુષોનો એક અભિપ્રાય છે કે સર્વ જીવોની કાયિક વાચિક તથા માનસિક પ્રવૃત્તિ આંતર સંતોષ, તૃપ્તિ, અથવા સુખને ઉલ્લેખીને જ થાય છે. પુણ્ય, અપુણ્ય અથવા મિશ્ર ક્રિયાઓ કરતાં જીવની આશા અભીપ્સિત ફલને મેળવી આત્મસંતોષ પ્રાપ્ત કરવાની હોય છે; અને સર્વ ક્રિયાઓના અવધિએ ક્ષણમાત્ર ચિત્તની ક્ષોભવિનાની અવસ્થા પ્રકટ થતાં સ્વરૂપના આનંદની ચિત્તસદૃશ છાયા પ્રકટે છે. ચિત્તવિપ્લવને કોઇ ઇચ્છતું નથી તોપણ તે જીવોને સ્વકર્મવશાત્ ન્યૂનાધિક અંશે પ્રાપ્ત હોય છે, પરંતુ જેમ દોલાયમાન તુલાદંડનો ક્ષોભ અંતમાં સામ્ય પ્રાપ્ત કરવાપ્રતિ વળે છે તેમ સર્વ પ્રાણીઓનો વિષમતાજનક સંસ્કારકોશ પોતાનું ફલ પ્રકટાવી ચિત્તનું સામ્ય પ્રકટ કરવા પ્રતિ જ વળે છે, પરંતુ પ્રવૃત્તિજનક સંસ્કારો ફલના અવધિએ ક્ષણિક સામ્ય પ્રકટ કરવા છતાં ચિત્તકોશમાં ક્ષુદ્ર નિમિત્તથી પણ ક્ષોભ પામવાની યોગ્યતા મૂકતા જાય છે; અને આ કારણથી વિષયોપભોગ ક્ષણિક સુખને પ્રકટ કરતા છતાં પરિણામે ચિત્તદ્રવ્યને કલુષિત કરનાર હોવાથી વિદ્વાનોએ નિંદ્ય ગણ્યો છે. તોપણ આવાં બુદ્બુદ્જેવાં ક્ષણિક સુખોનો રસ જીવોને એટલો બધો લાગેલો છે, કે એવા

ક્ષણિક સુખને અર્થાત્ ક્ષણભર પણ ચિત્તના સામ્યભાવને પ્રાપ્ત કરવા તેઓ ભગીરથ પ્રતિકૂલતાઓને અને ક્લેશોને સહન કરે છે. આથી જ સિદ્ધ થાય છે કે જીવો અજ્ઞાનમાં કૂટાતા છતાં પણ પોતાના નિષ્ક્રિય અને આનંદમય સ્વરૂપની કંઇ નહિ તો છાયામાં પણ વિશ્રાન્તિ લેવા તલસે છે; અને કોઇ પુણ્યવશાત્ સ્વરૂપદર્શક શ્રીસદ્‌ગુરુની પ્રાપ્તિ થાય અને પોતાની અખંડ આનંદમય સંપત્તિને યથાર્થ સમજે તો વિષયના ક્ષણિક સુખને અર્થે જેટલાં કષ્ટ સહન કરે છે તેના કરતાં સહસ્ત્રગુણ પ્રતિકૂલતાઓને ખરેખર તેઓ સહન કરે, પણ આત્મનિદર્શક અને જીવોના અકારણ સુહૃદ્‌નો અત્યંત આ જગત્‌માં તોટો છે અને તેથી કૂપમંડૂકનીપેઠે સુખની સીમા ક્ષણિક વિષયાસ્વાદમાં જીવો માની બેસે છે, અને તે સંબંધનો પક્ષપાત એટલો બધો વધે છે કે તે ક્ષણિક સુખ જે આનંદમહોદધિમાંથી પ્રકટે છે તેનો અભાવ માની તેમાં નિમગ્ન થવાની ઇચ્છા રાખનાર વિવેકી પુરુષોની પ્રવૃત્તિને હસે છે, અને નિર્વિષય મોક્ષસુખ હોય તોપણ અમારે જોઇતું નથી-આવા ભાવના ઉદ્‌ગાર કાઢે છે. આ અજ્ઞાનકૂપમાં પડેલા જીવોને જોઇ આત્માનુભવી મુક્ત પુરુષોને અનુકંપા ઉત્પન્ન થાય છે, અને તેમાં આશ્ચર્ય નથી, કેમકે બ્રહ્માદિ ઈશ્વરોના સુખની અવગણના કરવાથી જેમનાં અંતઃકરણ નિતાન્ત રાગદ્વેષાદિ દોષથી રહિત થયાં હોય છે તેઓ તે ઈશ્વરોની સ્થિતિને પણ—**आत्मज्ञेन शोच्याः स्युः स ब्रह्मेन्द्रा अपीश्वराः ॥**—એ ભાવથી શોચનીય ગણે છે. સુખની લાલસાથી જીવોની પ્રવૃત્તિનો આરંભ થાય છે, એ મેળવવાની આશાના બલથી જીવો પ્રાણ ધારણ કરે છે, અને તેમાં જ લયને પામે છે. આ ન્યાય વિષયસુખને લાગુ પડે છે તો જે આનંદરાશિનાં એ વિષયસુખો માત્ર કણિકાઓ છે તે આનંદનું વર્ણન કરતું પ્રસ્તુત વ્યાખ્યાનના આરંભનું શ્રોતવાક્ય કેટલા ગંભીર અર્થને વહન કરે છે તે માત્ર વિચારગમ્ય જ છે.

શ્રુતિપ્રતિપાદિત આનંદ આપણા સ્વરૂપભૂત છે, કેમકે તે સ્વરૂપથી અભિન્ન ન હોય તો નિતાન્ત પ્રિય હોય નહિ. સર્વ પદાર્થોની પ્રિયરૂપતા આત્મસંબંધથી છે, પણ આત્મવિષયક પ્રેમ અન્ય સંબંધથી નથી, પણ સ્વતઃસિદ્ધ છે, અને તેથી આપણું સ્વરૂપ પરમપ્રેમાસ્પદ છે. સર્વના અભાવની ઇચ્છા કદાચ પ્રકટે પણ આત્માના અભાવની ઇચ્છા થતી નથી. જ્યાં આત્મઘાતી પુરુષ દેહત્યાગની ઇચ્છા કરે છે, ત્યાં આત્માના નાશની તે ઇચ્છા કરતો નથી, પણ વર્તમાન દેહનો સંબંધ છૂટે તો હું સુખી થાઉં એ ભાવથી પ્રાણમુક્ત થાય છે,

અર્થાત્ તેવા અપવાદમાં પણ આત્માનું વ્યતિરિક્તત્વ અને નિતાન્ત પ્રિયરૂપતા અર્થાક્ષેપથી સિદ્ધ થાય છે. આત્મા જ્યારે પરમ પ્રેમાસ્પદ છે તો તે પ્રેમ આનંદરૂપ જ છે એમ માનવામાં કંઇ પણ પ્રતિબંધ નથી. ઉપર વર્ણવી ગયા તેમ પ્રાણીઓની પ્રવૃત્તિ પણ આત્મસંતોષને અભિવ્યક્ત કરવાપ્રતિ જ છે, અને વિદ્વાનોનો સ્વાનુભવ આત્મસ્વરૂપની આનંદમયતાનું અનુમોદન કરે છે. ચિત્તની સામ્ય અવસ્થા વિષયસુખની અભિવ્યક્તિમાં આવશ્યક છે, તો અત્યંત નિષ્ક્રિય આત્મસ્વરૂપ જ્યાં ચિત્તનો પણ સંપર્ક સંભવતો નથી તે અખંડ અને સ્વયંપ્રભ આનંદરૂપ હોય એમ સ્વીકારવામાં કયો બુદ્ધિમાન્ સંદેહ ધારણ કરે ?

મૂલ આનંદ આત્માથી અભિન્ન હોવાથી અજન્ય છે, અને તેથી વિભક્ત થવા યોગ્ય નથી અર્થાત્ એક રસ છે અને જેમ ક્ષીરસાગરમાં જ્યાં જ્યાંથી આપણે આચમન કરીએ ત્યાં ત્યાં માધુર્યનો અનુભવ થાય તેમ પ્રપંચ માત્રનો જ્યાં અભાવ છે એવા નિષ્પ્રપંચ બ્રહ્મતત્ત્વનું જ્યાં અનુસંધાન થાય ત્યાં ત્યાં આનંદનો આસ્વાદ થઇ શકે તેમ છે. અર્થાત્ બ્રહ્માત્મસ્વરૂપનો સાક્ષાત્કાર થયા પછી એ આનંદનો આસ્વાદ કરવા કોઇ પણ નિમિત્તની અપેક્ષા રહેતી નથી, પણ देहाभिमाने गलिते विज्ञाते परमात्मनि । यत्र यत्र मनोयाति तत्र तत्र समाधयः—એ ન્યાયે સર્વત્ર ધર્મમેઘ સમાધિ સિદ્ધ થતાં સ્વરૂપાનંદ અખંડ અભિવ્યક્ત રહે છે.

સ્વરૂપાનંદ અજન્ય છે અને વસ્તુતઃ અવચ્છેદ પામવાયોગ્ય નથી તોપણ ઘટાદિ ઉપાધિથી જેમ નિરવયવ આકાશ અવચ્છિન્ન ગણાય છે, અને તદનુસાર ઘટાકાશાદિ લોકવ્યવહાર પ્રવર્તે છે તેમ અજન્ય સ્વરૂપાનંદ વ્યક્તિના મૂલોપાધિથી અવચ્છિન્ન થઇ નિજાનંદ અથવા સાક્ષીઆનંદ નામથી વ્યવહરાય છે.

અનવચ્છિન્ન સ્વરૂપાનંદ અને અવચ્છિન્ન નિજાનંદ બંને સ્વતઃ શુદ્ધ બ્રહ્માનંદનાં દૃષ્ટિબિંદુભેદથી ભિન્ન જણાતાં બે સ્વરૂપો છે. બંનેમાં ભેદ એટલો છે કે પ્રથમ સમષ્ટિરૂપ હોવાથી સમગ્ર પ્રકૃતિપ્રદેશના વિલાપનપૂર્વક અભિવ્યક્ત થાય છે ત્યારે દ્વિતીય વ્યષ્ટિરૂપ હોવાથી વ્યષ્ટિગત અશેષ ઉપાધિના પ્રશમન થયા પછી આવિર્ભાવ પામે છે; પ્રથમ આરૂઢ યોગી અથવા આરૂઢ તત્ત્વજ્ઞાનીને અખંડ અભિવ્યક્ત રહે છે, અને દ્વિતીય ચતુર્થ ભૂમિકાપન્ન મુક્ત પુરુષને સહજ પ્રયત્નથી ધાર્યાપ્રમાણે પ્રકટ થઇ શકે છે. પ્રથમમાં અભિમાનીસહિત પ્રપંચમાત્રનું અભાન હોય છે; બીજામાં સાક્ષ્ય પ્રપંચનો મિથ્યાપણાના જ્ઞાનસહિત અવભાસ હોય છે. આપ્રમાણે વિવિક્ત

છતાં બંનેમાં અવિકૃત સ્વરૂપાનંદનો સદ્ભાવ છે.

વ્યષ્ટિ ઉપાધિનો જેમ જેમ વિકાસ થતાં પુર્યષ્ટકનાં અવયવ સ્પષ્ટ થતાં જાય છે તેમ તેમ અવચ્છિન્ન સ્વરૂપાનંદ ભિન્ન ભિન્ન ઉપાધિમાં સંક્રાન્ત થતો હોવાથી તથા તે તે ઉપાધિના ધર્મથી ઉપરક્ત થતો હોવાથી અગણિત ભેદવાળો પ્રતીત થાય છે. તોપણ વ્યક્ત્યવચ્છિન્ન સ્વરૂપાનંદનાં પ્રતિબિંબ થવાપૂર્વે એક અવાન્તર અવસ્થા પ્રકટે છે. જેમ બિંબભૂત સૂર્યના પ્રકાશની દર્પણગત પ્રતિબિંબપર્યન્તની સામાન્ય પ્રભા વિદ્યમાન હોય છે તેમ પ્રસ્તુત વ્યક્ત્યવચ્છિન્ન સ્વરૂપાનંદ અર્થાત્ સાક્ષીઆનંદની અને અંતઃકરણવૃત્તિપ્રતિબિંબત અવસ્થાની મધ્યવર્તી સામાન્ય આનંદરૂપા એક અવસ્થા છે, જેને તત્ત્વવિત્ પુરુષો વાસનાનંદ કહે છે. જેમ જલપૂર્ણ ઘટના બહારના ભાગઉપર જલનો અંશ ઝમી આવતાં શૈત્યપ્રતીતિ થાય છે, તેમ વ્યષ્ટિઉપાધિમાંથી પ્રસ્રવ પામી અંતઃકરણવૃત્તિમાં પ્રતિબિંબ પામવાપૂર્વે સાક્ષીઆનંદની સામાન્ય કલા અનુભવાય છે. આ વાસનાનંદ જન્યાજન્ય ગણાય તેમ છે. જન્ય એટલા વાસ્તે કે વ્યષ્ટિઉપાધિના સ્વભાવધર્માનુસાર તેમાં ભેદપ્રતીતિ સંભવે છે. જેમ મૃત્તિકાનાં ભિન્ન ભિન્ન પાત્રોમાંથી ઝરતા પાણીના શૈત્યમાં પાત્રગત મૃત્તિકાના ગુણભેદથી ભેદપ્રતીતિ અનુભવાય છે, તેમ અભિમાનીના અણુના સાત્ત્વિક રાજસતામસાદિ ભેદને લીધે વાસનાનંદની કલામાં પણ ભેદ હોય છે. અજન્ય એટલા અંશમાં કે અભિમાનીના અણુના ક્ષોભપૂર્વક અંતઃકરણવૃત્તિના ઉદયની એની અભિવ્યક્તિમાં અપેક્ષા નથી. માત્ર વાસનાપુરી અથવા અવિદ્યાકોશનો સામાન્ય પરિણામ જે જીવદશામાં સર્વાવસ્થામાં કાયમ રહે છે તેનાથી જ એ આનંદનો આવિર્ભાવ રહે છે. જેમ સવિતૃપ્રકાશને નિર્વહણ કરનાર આકાશ ( ether ) રૂપ સામાન્ય દ્રવ્ય અને દર્પણાદિ વિશેષ દ્રવ્ય હોય છે તેમ સાક્ષીઆનંદનું નિર્વહણ કરનાર સામાન્ય દ્રવ્ય અવિદ્યાપુરીનો દ્રવ છે, અને વિશેષ દ્રવ્ય અંતઃકરણવૃત્તિઓ છે.

જન્યાજન્ય કોટિમાં પડનારો વાસનાનંદ સર્વ પ્રાણીઓને ન્યૂનાધિક અંશે અનુભવમાં આવે છે. સુષુપ્તિકાલીન આનંદ, તથા સર્વ બાહ્યકરણોની નિષ્ક્રિય અવસ્થાસમયે, અને હેય તથા ઉપાદેયપણાના અભાનવાળી અવસ્થામાં અને શરીરના આરોગ્યકાલે જે સામાન્ય તૃપ્તિ અનુભવાય છે તે આ વાસનાનંદની કલાઓ છે. આ વાસનાનંદનો અનુભવ પ્રાણીમાત્રને ઘણું કરીને ભિન્ન ભિન્ન સમયે

થાય છે, તોપણ વ્યવહારબાહુલ્યથી અને અંતઃકરણવૃત્તિઓના જાગ્રત્ કાલના બલવાન્ વેગથી તેની સહજમાં વિસ્મૃતિ થાય છે, અને સ્વેચ્છાનુસાર જીવો તેને પ્રકટ કરી શકતા નથી. **શ્રીમહેશ્વરે** સર્વ પ્રાણીઓને આ વાસનાનંદનો અનુભવ થવાનાં દ્વાર કૃપા કરીને ઉઘાડાં રાખ્યાં છે, જેથી વિવેકી જનોને સ્વરૂપાનંદના સદ્દભાવનું અનુમાન કરવાનું સાધન મળે છે. આ વાસનાનંદના અનુભવકાલે અભિમાનીની વિસ્પષ્ટ કલા હોતી નથી, પણ માત્ર વ્યષ્ટિપણાનું સામાન્ય ભાન હોય છે. ભૌતિક ઉપાધિનું ઇદંરૂપે ભાન હોતું નથી, અને આ હું અમુકનો પુત્ર, અમુકનો પિતા ઇત્યાદિ બુદ્ધિનો પણ વિલોપ, પ્રસ્તુત આનંદની અભિવ્યક્તિકાલે, હોય છે. આ સામાન્ય વાસનાનંદને પશ્ચિમના માનસશાસ્ત્રવેત્તાઓ Cænæsthesis નામથી વર્ણવે છે. રિબટ નામનો એક પાશ્ચિમાત્ય પંડિત આ સ્થિતિસંબંધમાં લખે છે કેઃ—

" Beneath the unstable compound phenomenon in all its protean phases of growth, degeneration, and reproduction, there is a something that remains: and this something is the undefined consciousness, the product of all the vital processes, constituting bodily perception, and which is expressed in one word the " Cænæsthesis "..... This bodily condition which is without the sphere of consciousness because of its perpetuity is the true basis of personality—ever-present ever-acting, without repose or respite, it knows neither sleep nor exhaustion, lasting as long as life itself, of which, indeed, it is only an expression. This it is that serves as support for the conscious ego formed by the memory; it renders associations possible, and maintains after they are formed. "

**ભાવાર્થ**:—વૃદ્ધિ, અપક્ષય, અને પુનરુત્પત્તિના ક્ષણે ક્ષણે બદલાતા સ્વરૂપવાળા અસ્થિર મિશ્ર અભિમાનીના પાછલા ભાગઉપર એક વસ્તુ છે જે સર્વદા સ્થિર રહે છે; આ વસ્તુ તે સધળા ચેતનવ્યવહારના પરિણામરૂપ, અને શારીર પ્રત્યક્ષના આત્મરૂપ અવ્યક્ત

જ્ઞાનમયી અવસ્થા છે, અને જેને સામાન્ય તૃપ્તિ, એ નામથી વર્ણુ-વવામાં આવે છે......આ શારીર સ્થિતિ અખંડ વિદ્યમાન હોવાથી સ્પષ્ટ જ્ઞાનગોચર થતી નથી, અને તે વિશેષાભિમાનીના નિશ્ચલ આધારરૂપ છે. તે સર્વદા જાગ્રત્ હોય છે, સર્વદા સક્રિય હોય છે, તેને વિશ્રાન્તિ અથવા આરામની જરૂર નથી, તે કદાપિ નિદ્રિત થતી નથી, તેમ થાકતી નથી; જ્યાંસુધી જીવ હોય છે ત્યાંસુધી તે કાયમ રહે છે, ખરેખર જીવનના સદ્‌ભાવનું તે એક જ્ઞાપક ચિહ્ન જ છે. સ્મૃતિસંચયથી પ્રકટ થયેલા વિશેષાભિમાનીના જીવનના આધારરૂપ છે; એનાથી જ્ઞાનજનક સંબંધિ સંસ્કારો પ્રકટે છે, અને ઉત્પન્ન થયા પછી તેમને ટકાવી રાખે છે.

હવે અવિદ્યાપુરીગત અભિમાનીનો વેગ જેમ જેમ બુદ્ધ્યાદિને જાગ્રત્ કરી તેના પરિણામોને પ્રકટાવે છે તેમ તેમ નિજાનંદ તે તે પરિણામોમાં પ્રતિબિંબિત થઇ વિષયાનંદ તથા વિદ્યાનંદરૂપે પ્રકટ થાય છે. આ બંને પ્રકારના આનંદ વૃત્તિપ્રતિબિંબિત હોવાથી ઘણે અંશે વૃત્તિસ્વરૂપને અધીન વર્તે છે, અને વૃત્તિના ઉદયપછી જન્મ પામતા હોવાથી જન્ય કોટિમાં પડે છે.

અંતઃકરણ પ્રધાનપણે પ્રકાશધર્મવાળું હોવાથી શાસ્ત્રકારો અપંચીકૃત પંચભૂતના સાત્વિકાંશમાંથી પ્રકટ થયેલું માને છે, તથાપિ પ્રત્યેક પ્રકૃતિનું અણુ ત્રિધર્મવાળું હોવાથી અંતઃકરણદ્રવ્ય પણ સત્ત્વાદિ ત્રણ ધર્મયુક્ત જ હોય છે, અને તેથી જ તેની કામાદિ વિકારોના ઉદયકાલે ઘોર તથા મૂઢ અવસ્થા ઉપપન્ન થઇ શકે છે. હવે જેમ અગ્નિના ઉષ્ણતા તથા પ્રકાશરૂપ સ્વભાવધર્મ સર્વત્ર સરખા અભિવ્યક્ત થતા નથી, પણ કાચ, મણિ ઇત્યાદિ પદાર્થોમાં પ્રકાશધર્મ સ્પષ્ટ છતાં ઉષ્ણતા અનભિવ્યક્ત હોય છે, અને મંથન-કાલે અરણિઆદિમાં ઉષ્ણતા છતાં પ્રકાશ અસ્પષ્ટ હોય છે, તેમ આપણા સ્વરૂપના સચ્ચિદાનંદ ત્રણ સ્વભાવધર્મ અંતઃકરણવૃત્તિના સ્વરૂપાનુસાર અભિવ્યકત તથા અનભિવ્યકત દશામાં રહે છે. શાન્ત, ઘોર અને મૂઢ એ ત્રિવિધ વૃત્તિઓમાં સત્તારૂપ ધર્મ સ્ફુરી શકે છે, શાન્ત અને ઘોરમાં ચિદ્ધર્મ અભિવ્યકત થાય છે, અને આનંદરૂપ ધર્મ તો માત્ર શાન્તમાં જ પ્રકટ થઇ શકે છે. આથી વિષયોપભોગના અવધિએ અંતઃકરણ પોતાના સત્ત્વધર્મને પ્રકટ કરી પોતાની ક્ષણિક શાન્તવૃત્તિમાં સ્વરૂપાનંદના પ્રતિબિંબને ગ્રહણ કરે છે આને લોક વિષયાનંદ કહે છે. વૃત્તિ જ્યાંસુધી શાન્ત સ્વરૂપ પકડતી નથી, ત્યાં-સુધી સુખ પ્રાપ્ત કરવાનાં તરફડીઆં હોય છે, સુખાનુભવ હોતો નથી.

વિષયાનંદની અભિવ્યક્તિ થવાપૂર્વે વિષયની પ્રાપ્તિ, તેનો સ્વેચ્છાનુસાર ઇન્દ્રિયમનસાથે સંબંધ, અને તે સંબંધના ભાવિ વિચ્છેદનું ભય વિદ્યમાન હોય છે. ઈપ્સિત વિષયને ભોગવવાનું શરીર તથા ઇન્દ્રિયોમાં સામર્થ્ય ઘણી વખત હોતું નથી તો વિષાદની છાયા ઉત્પન્ન થતાં અંતઃકરણની શાન્તવૃત્તિ પ્રકટ થતી નથી, અને વિષયપ્રાપ્તિકાલના શ્રમથી પીડાયેલું અંતઃકરણ સામગ્રી પ્રાપ્ત છતાં ઉપભોગની અસિદ્ધિથી ઘોરવૃત્તિને પ્રકટ કરે છે, અને પ્રસંગે મૂઢ પણ બને છે. આવા ઘણા પ્રસંગો પ્રાપ્ત થતાં અંતઃકરણ પોતાના સત્વબલથી હીન થતાં વિષયાનંદને પણ અનુભવી શકતું નથી, તો વિદ્યાનંદની તો સ્વપ્નમાં પણ આશા શી ?

ઇન્દ્રિયાદિનું ઉપભોગ કરવાનું સામર્થ્ય હોય છે તો ઉપભોગના અંતમાં શાન્તવૃત્તિ ક્ષણભર પ્રકટ થતાં સહજ આનંદની છાયા પ્રકટે છે. પણ આનંદના અનુભવકાલે આથી અધિક વિષયાનંદ ઉત્કૃષ્ટ વિષયોના સંબંધથી અનુભવાય તો સારૂં, આવી આશાપિશાચી અભિમાનીને વળગેલી હોય છે, તથા જો અધર્મે કરીને વિષયપ્રાપ્તિ કરી હોય છે તો ભાવિ દુઃખના ભણકારાથી અંતઃકરણ ત્રસ્ત રહે છે આ આદિ કારણોથી ઉપભોગના અવસાનમાં પ્રકટ થનારી શાન્તવૃત્તિ ક્ષણિક હોય છે એટલું જ નહિ પણ કંપાયમાન અવસ્થામાં હોય છે, જેથી નિજાનંદના પ્રતિબિંબને સ્પષ્ટપણે ગ્રહણ કરી શકતી નથી. વિષયાનંદને ગ્રહણ કરનાર શાન્તવૃત્તિના સ્થાયિત્વ તથા નિષ્પ્રકંપ અવસ્થાઉપર વિષયાનંદનું ન્યૂનાધિકપણું હોય છે. વિષયોના આનંત્યથી, અભિમાનીની આશાના અનવધિત્વથી, ઇન્દ્રિયોના સામર્થ્યની મર્યાદા હોવાથી, વિષયાનંદનું તારતમ્ય એટલું બધું હોય છે કે અનંત જન્મે પણ અશેષતઃ તે આનંદ અનુભવી કૃતકૃત્ય થવાય એ સંભવતું નથી. વળી વિષયોના પુનઃ પુનઃ આસ્વાદથી ઇન્દ્રિયાદિ નિર્બલ થતા છતાં વિષયસ્પૃહા ભોગજન્ય રાગદ્વેષાદિ દોષથી પુષ્ટ થતી ચાલે છે અને અભિમાનીનું અધઃપતન એટલે સુધી થાય છે કે તે અત્યંત અપવિત્ર વિષયોનો સંગ્રહ કરવામાં લગાર ખંચાતો નથી, અને સત્વના ક્ષયથી સદા અતૃપ્ત રહે છે, અને જીવનનો નિર્મલ અને ઉચ્ચ ઉદ્દેશ વિસરાતાં અતૃપ્તિના બલથી આત્મઘાત પણ કરે છે. આ સર્વ શોચનીય અવસ્થા વિષયાનંદના સામ્રાજ્યના બલથી જ્યાં ત્યાં જોવામાં આવે છે. અને આટલું જોતાં છતાં જેની વિવેકચક્ષુ ઉઘડતી ન હોય તેવા નરાધમને તોઃ—

**बोधेऽप्यनुभवो यस्य न कथं च न जायते ।**

**तं कथं बोधयेत् शास्त्रं लोष्ठं नरसमाकृतिम् ॥**

એ **શ્રીવિદ્યારણ્ય** મુનિના કહેવાપ્રમાણે શાસ્ત્ર પણ શું બોધ આપી શકે તેમ છે. ?

આપણે વિષયાનંદના આવિર્ભાવપૂર્વે શાન્તવૃત્તિનો ઉદય આવશ્યક છે એમ પ્રતિપાદન કરી ગયા. શાન્તવૃત્તિ ક્યારે પ્રકટે છે તે સંબંધનો વિવેક કરતાં એમ જણાય છે કે જ્યારે રાજસ અર્થાત્ ઘોરવૃત્તિના બલથી વિષયનો સંબંધ પ્રાપ્ત થતાં ધારેલી કામના તથા કુતૂહલનું પ્રશમન થાય છે ત્યારે અંતઃકરણ સત્ત્વનો ઉપરિ આવિર્ભાવ કરી શકે છે. આથી કામનિવૃત્તિ અને તજ્જન્ય કુતૂહલનું પ્રશમન હોય છે તો જ શાન્તવૃત્તિ પ્રકટે છે, અને આનંદનો આવિર્ભાવ થાય છે. વિષયાનંદના દોષનું નિરૂપણ કરતાં આપણે એટલું જાણ્યું કે તે સાતિશય, ક્ષણભંગુર, અને અપવિત્ર હોવાથી સત્ત્વબલને હણે છે, અને ઈપ્સિત કામની પ્રાપ્તિ નથી થતી તો વિષાદ પ્રકટે છે. હવે કામની આત્યન્તિકી નિવૃત્તિ હોવાથી કુતૂહલનો આબ્રહ્મસ્તંબપર્યન્ત અભાવ જેમના અંતઃકરણમાં આરૂઢ થયો છે એવા શ્રોત્રિય તત્ત્વનિષ્ઠ મહાત્માની વૃત્તિ અખંડ સત્ત્વના આવિર્ભાવથી પ્રશાન્ત હોય છે, અને તેથી વિષયીઓ જે આનંદને અનુભવે છે તે સર્વ આનંદઉપરાંત વિષયોની પ્રાપ્તિઅપ્રાપ્તિકાલે હર્ષશોકના અભાવને તેઓ અનુભવે છે. આ પ્રકારના અત્યંત નિર્મલ અને પ્રશાન્તવૃત્તિમાં પ્રતિફલિત થયેલા વિદ્વાનના આનંદને શાસ્ત્રમાં વિદ્યાનંદ કહે છે. વિષયાનંદનું તારતમ્ય અને વિદ્યાનંદની મહત્તા જણાવવાના આશયથી શ્રુતિમાં વિષયાનંદના આપ્રમાણે વિભાગ કરવામાં આવ્યા છેઃ—

(૧) પવિત્ર અંતઃકરણવાળા, સર્વ લૌકિક વિદ્યાસંપન્ન, સુદૃઢ શરીર તથા ઇન્દ્રિયોવાળા, અશેષ વિત્તપૂર્ણ પૃથ્વીના અધિપતિનો જે આનંદ તે માનુષાનંદની સીમા છે.

(૨) એવા સો માનુષાનંદજેટલો મનુષ્યગંધર્વનો આનંદ હોય છે.

(૩) એવા સો મનુષ્યગંધર્વના આનંદજેટલો દેવગંધર્વનો આનંદ છે.

અને એમ અનુક્રમથી શત ગુણ વધારતાં ( ૪ ) પિતૃઓના આનંદની, (૫) આજાનજ દેવોના આનંદની, ( ૬ ) કર્મદેવોના આનંદની, (૭) વાયુઆદિ પ્રકૃતિનિયામક દેવોના આનંદની, (૮) દેવોના અધિપતિ ઇન્દ્રના આનંદની, (૯) બૃહસ્પતિના આનંદની, (૧૦) પ્રજાપતિના આનંદની, અને (૧૧) આદિ પુરુષના આનંદની ઇયત્તા ગણવામાં આવે છે. આ સર્વ આનંદ કામને વશ વર્તાવનાર શ્રોત્રિય

બ્રહ્મનિષ્ઠને પ્રાપ્ત હોય છે કેમકે કુતૂહલનો અત્યંતાભાવ અને પ્રશાન્ત-વૃત્તિ એ મહાત્માને નિત્ય પ્રાપ્ત હોવાથી નિજાનંદનું પ્રતિબિંબ સર્વદા ઉપસ્થિત રહે છે.

શ્રોત્રિય બ્રહ્મનિષ્ઠનો વૃત્તિપ્રતિફલિત વિદ્યાનંદ ચાર પ્રકારે અનુભવમાં આવે છે. (૧) પ્રથમ તો તે વિદ્વાનને દુઃખસામગ્રી કદાચ પ્રાપ્ત હોય તોપણ દુઃખસાક્ષાત્કાર થતો નથી, કેમકે પોતાના કૂટસ્થ નિત્ય સ્વરૂપના સાક્ષાત્કારથી દુઃખરૂપ વિકારનો અત્યંતાભાવ પોતાના સ્વરૂપમાં તે નિહાળે છે. અવિવેકી વિષયીઓ દુઃખને આત્મ-નિષ્ઠ માની સહજ પ્રતિકૂલતાથી દુઃખાનુભવ કરે છે. (૨) તે વિદ્વાનને સર્વકામાપ્તિ હોવાથી નિરતિશય તૃપ્તિ હોય છે. અખંડ વિશ્વ મારા સ્વરૂપચમત્કારથી વિલસે છે તો કયા અપ્રાપ્ત પદાર્થની આશા મારે વિષે સંભવે-આ પ્રકારની ભાવનાથી જ્યાંત્યાં એની ઇચ્છા પૂર્ણ જ મનાય છે. વસ્તુતઃ ઇચ્છાનો જ એવા અંતઃકરણમાં ઉદય નથી, તો-પણ મૂઢપણાથી નિષ્કામ હોય છે એમ નહિ, પણ વિવેકથી સર્વકામ આત્મસ્વરૂપમાં શમેલા છે એવો અનુભવ હોવાથી સર્વકામાપ્તિ વિદ્વાન્માં આરોપાય છે. સર્વકામાપ્તિના ફલરૂપ (૩) કૃતકૃત્યતા અને (૪) પ્રાપ્તપ્રાપ્તવ્યતા તે મહાપુરુષમાં પ્રકટે છે. આ ચાર પ્રકારના વિદ્યાનંદનો પુનઃ પુનઃ આસ્વાદ કરનાર વિદ્વાનની વૃત્તિ ક્રમશઃ સાક્ષી આત્મામાં અને અંતે પ્રત્યગભિન્ન બ્રહ્મતત્ત્વમાં શમે છે; અને તે કાલે પૂર્વે પ્રતિપાદન કરવામાં આવેલા બિંબભૂત નિજાનંદ અને અનવચ્છિન્ન બ્રહ્માનંદમાં તે પુરુષ નિમગ્ન થાય છે.

આટલે સુધી આપણે આનંદનું વર્ગીકરણ કરી પ્રત્યેકના સ્વરૂપને ઓળખી શક્યા. હવે તે પ્રત્યેકના સાધનનું નિરૂપણ, હેયોપાદેયતાના સ્વરૂપનો વિચાર કરવાનું શેષ રહે છે.

ત્યાં પ્રથમ અનવચ્છિન્ન બ્રહ્માનંદ અને અવચ્છિન્ન નિજાનંદ બંને સ્વરૂપે અજન્ય અને સ્વતઃસિદ્ધ હોવાથી સાધનવડે નવીન ઉત્પન્ન કરવાના નથી, પણ જે ઉપાધિના બલથી તે તિરોહિત થયા છે તે ઉપાધિના વિલાપનથી તેમની અભિવ્યક્તિ માત્ર કરવાની છે. આ ઉપાધિવિલાપન બે પ્રકારનું છે. (૧) પ્રપંચની અપ્રતીતિરૂપ (૨) અને પ્રપંચના સત્યત્વના ભાનની નિવૃત્તિરૂપ. અપ્રતીતિ પણ બે પ્રકારની છે. એક આત્યંતિક અપ્રતીતિ અર્થાત્ અપ્રતીતિ એક વાર થયા પછી પ્રપંચનો પુનરુદ્ભવ કદાપિ ન થવારૂપ અને બીજી સામ-યિક અપ્રતીતિ અર્થાત્ સાધનસિદ્ધિસમયે પ્રપંચનો અનવભાસ રહેવો તે. પ્રપંચસત્યત્વનિવૃત્તિ પણ આત્યંતિક અને સામયિક એમ

બે પ્રકારની છે. ત્યાં પ્રપંચનું આત્યંતિક અપ્રતીતિરૂપ વિલાપન અંતઃકરણનો નિરિન્ધન અગ્નિવત્ નિઃશેષ લય થયા વિના સંભવતું નથી, અર્થાત્ વિદેહકૈવલ્યકાલે જ તે સંભવે છે. સામયિક અપ્રતીતિનું મુખ્ય સાધન સમાધિયોગ છે. આત્યંતિક પ્રપંચસત્યત્વનિવૃત્તિરૂપ વિલાપનનું અમોઘ સાધન બ્રહ્માત્મસાક્ષાત્કાર છે. પ્રપંચના સત્યત્વની સામયિક નિવૃત્તિ દ્વૈતમિથ્યાત્વચિંતનથી થાય છે. આ પ્રમાણે પ્રપંચવિલાપનનાં ત્રણ સાધનો છે. (૧) બ્રહ્માત્મસાક્ષાત્કાર (૨) સમાધિયોગ, અને (૩) દ્વૈતમિથ્યાત્વચિંતન.

એકરસ સચ્ચિદ્ઘન સ્વરૂપનો અખંડ અનુભવ જ્યાંસુધી ન થાય ત્યાંસુધી સમષ્ટિનો આનુભવિક બાધ થવો સંભવતો નથી, કેમકે તેવા અનુભવવિના પ્રપંચનો સ્વરૂપમાં અત્યંતાભાવ છે એમ વૃત્તિમાં આરૂઢ જ્ઞાન હોતું નથી. વૃત્તિના ઉદયકાલે પ્રપંચ પુનઃ પુનઃ સ્ફુરે છે, અને આત્મસ્વરૂપના યથાર્થ અવબોધવિના તેની સત્યપ્રતીતિ નિવૃત્ત થતી નથી. આ કારણથી બ્રહ્માત્મસાક્ષાત્કાર બ્રહ્માનંદની અભિવ્યક્તિમાં નિમિત્ત કારણ છે, એમ સ્પષ્ટ થાય છે.

જો કે બ્રહ્માત્મસાક્ષાત્કારથી પ્રપંચના સત્યપણાનું ભાન અશેષતઃ નિવૃત્ત થાય છે તોપણ જે સમયે વૃત્તિનિરોધ હોતો નથી તે સમયે પ્રપંચની આભાસપ્રતીતિ રહ્યા કરે છે, એટલે બ્રહ્માનંદની અખંડ અભિવ્યક્તિમાં દ્વૈતની આભાસપ્રતીતિરૂપ એક વ્યવધાન રહે છે. તે વ્યવધાનની નિવૃત્તિ સમાધિયોગથી થાય છે.

જેમ કેવલ બ્રહ્માત્મસાક્ષાત્કારથી જોઇએ તેવા રૂપમાં બ્રહ્માનંદ પ્રકટ થતો નથી, તેમ કેવલ સમાધિયોગથી જો કે સામયિક નિજાનંદનું ભાન રહે છે તોપણ ઉત્થાનસમયે દ્વૈતનો અવભાસ હોવાથી બ્રહ્માનંદની અભિવ્યક્તિ રહેતી નથી.

પ્રપંચ એક સોપાધિક ભ્રમરૂપ છે. જેમ ઝાંઝવાનું જલ જ્યાંસુધી નેત્રવૃત્તિનો ખારવાળી ભૂમિસાથે સંબંધ રહે ત્યાંસુધી દેખાયા કરે છે, તેમ અંતઃકરણ જ્યાંસુધી વિદ્યમાન હોય ત્યાંસુધી દ્વૈત પ્રતીતિ થયાવિના રહેતી નથી. જ્ઞાન થયા પછી જેમ મૃગજલની સત્ય પ્રતીતિ નિવૃત્ત થાય છે તેમ તત્ત્વજ્ઞાનના ઉદય પછી દ્વૈતસત્યત્વ નિવૃત્ત થાય છે, અને તેથી તૃષાતુર અજ્ઞાન મૃગ, જલ પ્રાપ્ત કરવા મૃગજલપ્રતિ દોડે છે, અને પરિણામે તરફડી વિનાશને પામે છે તેમ તત્ત્વજ્ઞ પુરુષ પ્રપંચના આભાસથી શોકમોહ પામતો નથી. અર્થાત્ બંધનિવૃત્તિ તત્ત્વસાક્ષાત્કારના ઉદયની સાથે જ થાય છે. જ્ઞાને કરીને નિશ્ચિત થયેલું પ્રપંચનું મિથ્યાત્વ સમાધિયોગથી દૃઢ

થતાં કદાપિ ભ્રમ ઉત્પન્ન થવાનો સંભવ રહેતો નથી, અને તેથી સમાધિયોગ જ્ઞાનયોગનો ઉપકારક છે.

દ્વૈતમિથ્યાત્વચિંતનરૂપ સાધનથી વ્યષ્ટિગત તેમ સમષ્ટિગત સત્યતાની નિવૃત્તિ થાય છે તો પણ અદ્વૈતબ્રહ્મસાક્ષાત્કાર થતાં સુધી એનું ફલ વ્યષ્ટિપર્યન્ત જ આવી અટકે છે; અર્થાત્ મારી ચેતનરૂપ સત્તાથી દેહઇન્દ્રિયપ્રાણ પોતપોતાના વ્યાપાર કરે છે, અને મારી સત્તાના અભાવે તેમનો સદ્‌ભાવ સંભવતો નથી, તેમ બાહ્ય પ્રપંચના સંબંધમાં ન્યાય તેનો તે જ હોવા છતાં નિશ્ચયઆરૂઢ રહેતો નથી, કેમકે પ્રતિબંધક અનુમાન એમ સ્ફુરે છે કે કદાચ હું નહિ હોઉં તો પણ બાહ્ય પ્રપંચનો અવભાસ તો થયા જ કરશે. આ કલ્પનાનો અંત જ્યારે સ્વરૂપનું સર્વત્ર અનુસ્યૂતપણું કરામલકવત્ અનુભવાય છે ત્યારે જ આવે છે. તો પણ દ્વૈતમિથ્યાત્વચિંતનના પુનઃ પુનઃ અભ્યાસવડે અનાદિકાલની વાસનાથી બંધાયેલી બાહ્ય પ્રપંચની સત્ય પ્રતીતિ શિથિલ થતી ચાલે છે; અને તે પ્રમાણમાં આનંદનો અધિક આર્વિભાવ થતો ચાલે છે. આ આનંદને શાસ્ત્રમાં અદ્વૈતાનંદ કરે છે.

આ ત્રણે ઉપાધિવિલાપક સાધનોમાંથી પ્રથમ દ્વૈતમિથ્યાત્વચિંતન ભિન્ન ભિન્ન યુક્તિથી સિદ્ધ કરવાનું છે. ત્યારપછી સમાધિયોગ અને જ્ઞાનયોગ સિદ્ધ કરી અનવચ્છિન્ન બ્રહ્માનંદની અખંડ અભિવ્યક્તિ કરવાની છે.

જન્યાજન્ય કોટિમાં પડનાર વાસનાનંદ પ્રાણીઓને સ્વભાવથી ન્યૂનાધિક અંશે પ્રાપ્ત હોવાથી તેના સાધનના પ્રતિપાદનની આવશ્યકતા નથી, માત્ર એ આનંદ વ્યવહારબાહુલ્યથી વિસરાય છે તે જો વિસરાય નહિ તો સ્વરૂપાનંદના સદ્‌ભાવનો નિશ્ચય રહેવાથી તેની અભિવ્યકિતના સાધનમાં આદરપૂર્વક પ્રવૃત્તિ થાય છે.

હવે પ્રતિબિંબરૂપ (૧) વિષયાનંદ, અને (૨) વિદ્યાનંદનાં મુખ્ય સાધન તો ઈપ્સિત આનંદને અભિવ્યકત કરે એવી વૃત્તિનો ઉદય છે. ત્યાં વિષયાનંદની અભિવ્યક્તિ કરે એવી વૃત્તિનો ઉદય જીવોને ઇચ્છાધીન હોતો નથી, કેમકે ઇષ્ટ વિષયની પ્રાપ્તિમાં અનંત વિઘ્નો હોય છે, અને પ્રાપ્ત થયા પછી સત્ત્વહીન અંતઃકરણ ઇષ્ટ વૃત્તિનો ઉદય કરી શકતું નથી. આ આદિ કારણોથી વિષયાનંદને પ્રકટ કરવા બુદ્ધિમાન્ પુરુષો ખાસ પ્રયત્ન કરતા નથી, પણ પુણ્યવશાત્ યથાપ્રાપ્ત વિષયથી જેવી વૃત્તિ ઉદય થાય છે તદનુસાર નિર્મલ વિષયાનંદને ભોગવી શોકમોહને સેવતા નથી.

વિદ્યાનંદને અભિવ્યકત કરે એવી શાન્તવૃત્તિ અભ્યાસયોગવિના સિદ્ધ થતી નથી. તો પણ વિષયાનંદને પ્રકટ કરનાર વૃત્તિઉપર જેમ પુરુષનું સર્વાંશે સ્વાતંત્ર્ય નથી તેમ આ વૃત્તિના ઉદયમાં નથી. કેમકે આ વૃત્તિના જન્મમાં અન્ય બાહ્ય વિષયની અપેક્ષા નથી, માત્ર અંતઃકરણના પરિણામોના ઉદયાસ્તમયઉપર અભિમાનીના સામ્રાજ્યની અપેક્ષા છે. સારાંશ બાહ્ય ઉપાધિ ગમે તેવા પ્રકારની હોય તોપણ વિદ્વાન્ વિદ્યાનંદનો આસ્વાદ લઇ શકે છે, પણ વિષયી વિષયાનંદનો અનુભવ કરી શકતો નથી. આપ્રમાણે સ્વેચ્છાધીન હોવાથી વિદ્યાનંદની એક મહત્તા છે.

આપણે કહેલા વિચારનું મનન કરવાના સાધનરૂપ નીચેનું કોષ્ટક છેઃ—




ઉપર દર્શાવેલા ( ૧ ) બ્રહ્માનંદ, ( ૨ ) નિજાનંદ, ( ૩ ) વાસનાનંદ, ( ૪ ) વિષયાનંદ અને ( ૫ ) વિદ્યાનંદમાં પરમ પ્રાધાન્યરૂપે બ્રહ્માનંદ છે, ગૌણ પ્રાધાન્યરૂપે નિજાનંદ છે. વાસનાનંદ

જીવોને યથાકર્મ અનિચ્છાથી સ્ફુરે છે એટલે તે તો પ્રાપ્તવ્યરૂપે ગણાય તેમ નથી. પ્રથમ એના સાધનરૂપે પ્રતિબિંબરૂપ વિદ્યાનંદ સેવ્ય છે; અને ઉક્ત દોષવશાત્ વિષયાનંદ અનર્થકર હોવાથી હેય છે.

પરમગંભીર બ્રહ્માનંદનું વાણીમાં વર્ણન થઇ શકે તેમ નથી, માત્ર પરમોદાર મહાત્માની સ્થિતિથી અનુમેય છે, અને તેથી આપણામાંના ઘણાખરા જેમણે પરમ પદ પ્રાપ્ત કર્યું નથી તેમણે તો **શ્રી ગૌડપાદ** મુનિની, સાધન તથા ફલની પ્રબોધક નીચેની કારિકાપ્રમાણે ફલોદયપર્યન્ત સાધનસિદ્ધિ આદરપૂર્વક કરવાની છેઃ—

**तत्त्वीमाध्यात्मिकं दृष्ट्वा तत्त्वं दृष्ट्वातु बाह्यतः ।**

**तत्त्वीभूतस्तदारामस्तत्त्वादप्रच्युतोभवेत् ॥**

**ભાવાર્થ:**—આધ્યાત્મિક તત્ત્વદર્શન કરી ( અર્થાત્ ત્વંપદના યાથાર્થ્યનો અનુભવ કરી ), બાહ્યતત્ત્વનો સાક્ષાત્કાર કરી ( અર્થાત્ તત્પદાર્થનું જ્ઞાન સંપાદન કરી ), તત્ત્વરૂપ થઇ ( અર્થાત્ એક રસ પ્રત્યગભિન્ન બ્રહ્મરૂપ થઇ ), તે તત્ત્વમાં જ પરમાનંદને અનુભવતાં તત્ત્વથી કદાપિ ભ્રષ્ટ થવું નહિ. इति.

**न. दे. महेता.**

---

## ॥ ॐ श्री ॥

### दृश्यमां सुखप्राप्तिनो अभाव.

**પદ.** (મુજે કહાં તું ઢુંઢત બાબા મેં તો તેરી પાસ હૈ, એ લય.)
મરુસ્થલમેં જલ [1]ખોજ ન [*]પ્યાસે, જલ નહિ વાં તો ક્ષાર હૈ,
જલ નહિ વાં તો ક્ષાર બંદે, જલ નહિ વાં તો ક્ષાર હૈ, મરુ૦
સુખ નહિ ધનમેં, સુખ નહિ તનમેં સુખ ન [2]સદનમેં સાર હૈ,
જનમેં બનમેં ગિરિગહનમેં, નહિ સુખકા સંચાર હૈ. મરુ૦
સુતદારામેં સુખ નહિ પાવે, સુતસ્ત્રી દુઃખભંડાર હૈ,
ખાનપાન અરૂ ગાનતાનમેં, યહ બિધિ દુઃખઅંગાર હૈ, મરુ૦
સુખાર્થે સત્સંગતમેં વહે તું, યહી સુખકા દ્વાર હૈ,
ગુરુયુક્તિ સાધે સ્થિર હોકે, તબ સબ દુઃખસંહાર હૈ. મરુ૦
હૃદયગુહામેં બસે નિરંજન, [3]સત્સુખપારાવાર હૈ,
પ્રવેશી તન્મય હો રહે જો જન, વાકા બેડા પાર હૈ. મરુ૦

---

૧ શોધ. ૨ ઘર. ૩ સાચા સુખનો સમુદ્ર. * તૃષિત.

॥ ॐ श्रीं ॥

॥ श्रीसद्गुरवे परमात्माने नमः ॥

# भक्ति.

**श्रेयस्करं परं सेतुममृतस्याभयं विभुम् ।**
**भजामि भावतो नित्यं नृसिंहं वागगोचरम् ॥**

શ્રેયસ્ અને પ્રેયસ્‌ની તુલનામાં પ્રેયસ્‌કરતાં શ્રેયસ્‌નું આધિક્ય જણાય છે. સહસ્ર વર્ષપર્યન્ત ભોગ ભોગવવા છતાં પણ ભોગથી અતૃપ્તિ અનુભવનારા યયાતિ આદિ રાજાઓનાં આખ્યાનો પ્રેયસ્‌ની નિઃસારતા સ્મરાવે છે. યુક્તિથી પણ શ્રેયસ્ ઉપાદેય અને પ્રેયસ્ હેય ઠરે છે. ભોગનાં સાધનો અને ભોક્તાના સામર્થ્યઉપર આધાર રાખનાર ભોગો શરીરીને તે સાધનો અને તે સામર્થ્ય પ્રાપ્ત કરાવવાને કર્મની અપેક્ષા રાખે છે. કર્મ ફલ આપી રહ્યા પછી નિઃસાર થતાં હોવાથી અને કૃતકર્મના ફલરૂપ ભોગના અનુભવકાલે સજાતીય નહિ પણ વિજાતીય કર્મ થતાં હોવાથી ભોગનો પરિણામ દુઃખ થાય છે. આપ્રમાણે એક દિશાથી દુઃખરૂપ પ્રયત્નવડે પ્રાપ્ત કરેલા ભોગો નૂતન દુઃખબીજોને રોપતા જાય છે ત્યારે અન્ય દિશાથી ભોગના અધ્યાસથી ઉત્તરોત્તર ચઢતા ભોગોવિના તૃપ્તિને નહિ પામી શકે એવી સ્થિતિને પામેલા શરીરીના સંબંધમાં દુઃખની તીક્ષ્ણતા વધતી જાય છે. આપ્રમાણે ભોગનું ઉત્પાદક કારણ તેમ જ તેનો પરિણામ દુઃખ હોવાથી તેનું [1]અનુપાદેયત્વ અને [2]હેયત્વ સિદ્ધ થાય છે, એટલું જ નહિ પણ સંસ્કારી જીવને એવો નિશ્ચય પણ થાય છે. જીવ પોતે વસ્તુતઃ આનંદસ્વરૂપ હોવાથી પણ અજ્ઞાનમૂલ અજ્ઞાનને લીધે સ્વાનંદને અનુભવવાને અસમર્થ હોવાથી ચિદાનંદમાં પ્રતિભાસમાન થતા આ વિશ્વપ્રપંચમાં સુખ શોધવાને પ્રવૃત્તિ કરે છે અને તેને વિષયોમાં પૃથક્કૃત થતા વિશ્વમાં વિષયજન્ય સુખ સુખરૂપે ભાસે છે. જેમ જેમ અનુકૂલ યોગથી સત્કર્મનું પ્રાબલ્ય વધતું જતાં અજ્ઞાનાવરણ ઓછું થતું જાય છે તેમ તેમ પ્રથમ સુખરૂપે ભાસનારૂં વિષયસુખ પૂર્વવત્ સુખરૂપ લાગતું નથી. આ સ્થિતિમાં કર્મનો ક્ષય નહિ થયેલો હોવાથી સ્વરૂપાનંદ ભોગવવાને અસમર્થ, પણ સત્કર્મથી થયેલા અજ્ઞાનાવરણના ઘટાડાથી વિષયસુખથી ભિન્ન અને ઉચ્ચતર પ્રકારનું સુખ જે સ્વાનંદ તે ભોગવવાની આતુરતા ધરાવનાર જીવ

---

૧ ન ભોગવવા યોગ્યપણું; ૨ ત્યજવા યોગ્યપણું.

વિષયોમાં વિરક્ત થાય છે, અને સ્વરૂપાનંદમાં અવસ્થિત થવાને એકતાન થઇ રહે છે. આ એકતાનતા તે ભક્તિ છે અને તે

**...........જેને ભાવી રે તેને તો બીજું કંઇ ન ગમે,**

**વિષયે વિરાગી રે**

એવું શ્રીમુખવાક્ય છે.

ઉપર જણાવ્યાપ્રમાણે પ્રેયસ્‌ની હેયતાનો જેને નિશ્ચય થયો છે એવા સંસ્કારી જીવને, વિષયોમાં વિરક્તિ થતાં અને સ્વરૂપાનંદ અનુભવવાની આતુરતા વધતાં તેની સ્વરૂપાવસ્થિત થવાની એકતાનતા એ ભક્તિનું સ્વરૂપ છે. તેનું ફલ શ્રેયસ્ છે. ઉક્ત પ્રકારનો સત્કર્મથી પ્રબલ સંસ્કારને પામેલો હોવાથી વિષયોમાં વિરક્તિ પામેલો અને સ્વરૂપાવસ્થાનમાં જવાની આતુરતા ધરાવનારો જીવ તેનો અધિકારી છે અને દુઃખની નિવૃત્તિપૂર્વક પરમાનંદની પ્રાપ્તિ કરવી એ તેનું પ્રયોજન છે.

આ રીત્યા કહેવામાં આવતું ભક્તિનું સ્વરૂપ સામાન્ય છે. ભક્તિનાં બીજાં અનેક લક્ષણો ઠરાવવામાં આવે છે અને આ લક્ષણોસંબંધે અનેક વાદવિવાદો પણ છે. પરંતુ આપણો ઉદ્દેશ વાદવિવાદનો નહિ પણ એક સુગમ્ય માર્ગ શોધવાનો હોવાથી આ સ્થલે ભક્તિનાં ભિન્નભિન્ન લક્ષણો અને તત્સંબંધી પૂર્વપક્ષો અને પ્રત્યુત્તરોનો વાદવિવાદના રૂપમાં વિસ્તારપૂર્વક વિચાર કરવો નિષ્પ્રયોજન છે. આ સ્થલે એટલું જણાવવું જોઇએ છીએ કે કોઇ ભક્તિને ક્રિયાત્મક કહી તેની સાધનમાં ગણના કરે છે ત્યારે કોઇ તેને ફલરૂપ માની તેની સાધ્યમાં ગણના કરે છે. કોઇ તેને જ્ઞાનવિશેષ માને છે તો કોઇ તેને જ્ઞાનથી ભિન્ન માને છે. પરંતુ વસ્તુતઃ આવાં મતોમાં જણાતો ભેદ કેવલ શાબ્દિક છે અને સવિચાર દૃષ્ટિથી જોતાં પ્રત્યેક મતમાં ભક્તિના કોઇ વિશેષ રૂપનું પ્રતિપાદન થએલું જોવામાં આવે છે. આથી આપણે માટે તો ભક્તિના ભિન્ન ભિન્ન પ્રકારોનો અને તેઓના પરસ્પરના સંબંધનો વિચાર કરવો એજ કર્તવ્ય ઠરે છે.

ત્યાં પ્રથમ આપણે ભક્તિના સર્વોત્તમ સ્વરૂપનો વિચાર કરીએ. આ સ્વરૂપ તે પરાભક્તિ છે. શ્રીમદ્‌ભગવદ્‌ગીતામાં કહ્યું છે કે

**ब्रह्मभूतः प्रसन्नात्मा न शोचति न कांक्षति ।**

**समः सर्वेषु भूतेषु मद्भक्तिं लभते पराम् ॥**

**ભાવાર્થ**—સત્કર્મથી થએલા રજસ્ અને તમસ્‌ના ક્ષયથી જેનો આત્મા પ્રસાદને અર્થાત્ સહજ શુદ્ધિને પામ્યો છે, વિરાગથી જેની આકાંક્ષા માત્ર નિર્મૂલ થઇ ગઇ છે અને તેથી જે શોકરહિત

થયો છે; રાગ અને દ્વેષનાં કારણો વિનષ્ટ થવાથી જે સર્વભૂતપ્રતિ સમાનદૃષ્ટિથી જોનાર છે અને આ રીત્યા જે બ્રહ્મત્વને પામેલ છે તે પરાભક્તિને પામે છે—અર્થાત્ પરાભક્તિની સ્થિતિ અનુભવે છે. આ પરાભક્તિને પામેલો ભક્ત બ્રહ્મરસને અનુભવતો

**रसं ह्येवायं लब्ध्वाऽऽनंदी भवति**

( આ રસને પામીને આનંદી થાય છે. )

એ તૈત્તિરીય વાક્યાનુસાર નિરતિશય આનંદને ભોગવે છે અને

**अभयं वै जनक प्राप्तोसि**

( હે જનક ! તું અભયને પામ્યો છે )

અને

**आनंदं ब्रह्मणो विद्वान्न बिभेति कुतश्चन**

( બ્રહ્મને જાણનારો પુરુષ કશાથી ભયને પામતો નથી )

એ બૃહદારણ્ય અને તૈત્તિરીય વાક્યાનુસાર તે સર્વ ભયથી મુક્ત થાય છે. આ સ્થિતિ તે

**सा काष्ठा सा परा गतिः**

( તે છેલ્લી સીમા છે અને અંત્યતમ ગમ્ય છે )

એ કાઠકવાક્યાનુસાર પ્રાપ્ત કરવાની સર્વ સ્થિતિઓમાં છેલ્લી છે અને આ બ્રહ્મસાક્ષાત્કારથી મુંડકમાં કહ્યાપ્રમાણે

**भिद्यते हृदयग्रंथिश्छिद्यन्ते सर्वसंशयाः**
**क्षीयन्ते चास्य कर्माणि तस्मिन्दृष्टे परावारे ॥**

તેને હૃદયગ્રંથિભેદ સંશયોચ્છેદ અને કર્મક્ષયરૂપ ફલ પ્રાપ્ત થાય છે. વળી

**ब्रह्मलोकमभिसंपद्यते न च पुनरावर्तते**

( બ્રહ્મલોકને પામે છે અને ત્યાંથીપાછો ફરતો નથી )

અને

**तेषां न पुनरावृत्तिः**

( તેઓને પુનરાવર્તન નથી. )

ઇત્યાદિ બૃહદારણ્યક અને છાન્દોગ્યનાં વાક્યોપ્રમાણે આ સ્થાન તે પુનરાવૃત્તિરહિત હોવાથી નિત્ય છે.

આપ્રમાણેની આ પરાભક્તિ કે આત્માવબોધ, મોક્ષ, નિર્વાણ, બ્રહ્મપ્રાપ્તિ ઇત્યાદિ જેના પર્યાય છે તે, પરમ પ્રાપ્તવ્ય છે અને હવે તેની પ્રાપ્તિનાં સાધનોનો વિચાર કરવાનો રહે છે. વળી ભક્તિનું સાધન પણ ભક્તિ છે એમ જે વિદ્વાનોનું મત છે તે મતની યથાર્થતા પણ આ સાધનોનો વિચાર કરતાં જણાવી શકાય છે એ-

ટલું જ નહિ પણ ઉપર પ્રતિજ્ઞા કર્યાપ્રમાણે આ સાધનોના નિરૂપણમાં ભક્તિનાં બીજાં સ્વરૂપો કે જે સાક્ષાત્ અથવા પરંપરાએ પરાભક્તિ કે મોક્ષની પ્રાપ્તિ કરાવનારાં છે તેનું નિરૂપણ પણ અનાયાસે થઇ જાય છે. પરંતુ તત્સંબંધી વિચાર કરતા પહેલાં ભક્તિ એ એક જ શબ્દને સાધ્ય જે ફલ અથવા પરિણામ, અને સાધન જે ક્રિયા, એ ઉભય અર્થમાં વાપરવામાં કંઇ બાધ કે દોષ નથી એ જણાવવું જોઇએ છીએ કે જેથી મતમતાંતરોના વાદવિવાદને અવકાશ મળે નહિ. વાદવિવાદનું મૂલ કારણ તો એ જ છે કે પ્રયોજક કોઈ પણ શબ્દ જે અર્થમાં વાપરે તે અર્થમાં ગ્રહણ કરનાર તેનું ગ્રહણ કરે નહિ. આપ્રમાણે ન થાય માટે જ શાસ્ત્રીય વિષયોમાં વાપરવામાં આવતા શબ્દોની પરિભાષા ઠરાવવી પડે છે. આ સ્થલે આપણે પણ જ્ઞાન અને ભક્તિ એ બે શબ્દના અર્થ નિશ્ચિત કરવા જોઇએ છીએ. જ્ઞાન શબ્દ કોઇ કોઇ વાર ક્રિયાના અર્થમાં અને કોઇ કોઇ વાર પરિણામના અર્થાત્ ફલના અર્થમાં વપરાય છે. **ज्ञानादेव हि मुक्तिः स्यात्** એ પદમાં મુક્તિના સાધનરૂપે વપરાતો જ્ઞાન શબ્દ તત્ત્વવિચારરૂપ ક્રિયાના અર્થમાં વપરાયો છે. આત્મજ્ઞાન પ્રાપ્ત થયું એ વાક્યમાં જ્ઞાન શબ્દ ફલના અર્થમાં વપરાય છે. ક્રિયારૂપ જ્ઞાનને તત્ત્વવિચાર અને ફલ અથવા પરિણામરૂપ જ્ઞાનને આત્માવબોધ કહીએ તો શબ્દની ભાંજગડ દૂર થઇ શકે છે. ભક્તિ શબ્દ પણ ભજન અથવા ઉપાસનાના અર્થમાં વપરાય છે અને ત્યાં તે ક્રિયારૂપા છે. પરાભક્તિ એ શબ્દમાં વાપરેલો ભક્તિ શબ્દ ફલરૂપ છે. આથી જ્ઞાન એ ભક્તિનું સાધન છે અને ભક્તિ એ જ્ઞાનનું સાધન છે એ ઉભય વાક્ય વિરુદ્ધ નથી. ક્રિયાત્મક જ્ઞાન એ પરિણામરૂપ ભક્તિ અર્થાત્ મોક્ષનું સાધન છે એમ કહેતાં જ્ઞાનવાદને હાનિ થતી નથી. ક્રિયાત્મિકા ભક્તિ આત્માવબોધ અર્થાત્ ફલરૂપ જ્ઞાનનું સાધન છે એમ કહેવામાં ભક્તિવાદને બાધ આવતો નથી. શબ્દોના અર્થગ્રહણના સંબંધમાં વિષયના સ્પષ્ટીકરણાર્થે આટલું કહ્યા પછી હવે આપણે પ્રસ્તુત વિષયઉપર પાછા આવી છીએ. પરાભક્તિનાં સાધનોનું નિરૂપણ કરવું અને તે સાથે ક્રિયાત્મિકા ભક્તિનાં ભિન્નભિન્ન રૂપો કે જે આ સાધનો છે તેનું નિરૂપણ કરવું એ આપણો પ્રસ્તુત વિષય છે.

ત્યાં પ્રથમ આપણે ક્રિયારૂપા અર્થાત્ સાધનરૂપા ભક્તિનું એક સ્વરૂપ કે જે પ્રેમભક્તિ છે તેનો વિચાર કરીએ.

ભક્તિના અધિકારીનું સ્વરૂપ બાંધતાં. આપણે ઉપર જોયું કે

તે એક વિષયમાં વિરક્તિ પામેલો સંસ્કારી જીવ છે. તે પોતે જીવ-દશામાં હોવાથી સ્વાનંદનો અનુભવ કરવા અસમર્થ છે પણ ઉત્તમ કર્મોથી પ્રાપ્ત થએલ સત્ત્વશુદ્ધિને બળે તેનામાં ઉત્કૃષ્ટ પ્રકારના સુખની ઇચ્છા બલિષ્ઠ હોય છે. આ સુખને તેના અમૂર્તિમાન્ સ્વરૂપમાં વૃત્તિમાં ઠરાવવું અશક્ય હોવાથી તે પોતાની ઉચ્ચ કલ્પનાશક્તિથી સકલ, સર્વ, સમગ્ર સુખોનું એક મૂર્તિમાન્ સ્વરૂપ પોતાને માટે સ્વીકારી લઇ તત્પ્રતિ પોતાની સુખ શોધવાની વૃત્તિનો સઘળો પ્રવાહ વહેવરાવે છે. આ સમગ્ર સુખનું મૂર્તિમાન્ સ્વરૂપ તે પોતાનો ઇષ્ટ છે. વ્યવહારમાં જેમ એક પદાર્થમાંથી સુખબુદ્ધિ ઉઠી જતાં અને અન્ય પદાર્થમાં સુખબુદ્ધિ થતાં જે પદાર્થમાં સુખબુદ્ધિ થઇ હોય તેને વિષે પ્રેમની કે અનુરાગની વૃત્તિ થાય છે તેમ આ સંસ્કારી જીવને પણ થાય છે. સમગ્રસુખનું મૂર્તિમાન્ રૂપ જે ઇષ્ટ તેને વિષેનો જે નિરતિશય પ્રેમ કે પર અનુરાગ તે આ પ્રેમભક્તિ છે. આથી જ **શાંડિલ્ય** મુનિ કહે છે કે

**सा परानुरक्तिरीश्वरे ।**

ભક્તિ તે સકલ ઐશ્વર્યયુક્ત જે ઈશ્વર અથવા ઇષ્ટ તેને વિષેની પર અનુરક્તિ છે. આ પર અનુરાગની સ્થિતિનું સાક્ષાત્ ફલ જે પરાભક્તિ અથવા બ્રહ્માકાર પરિણામ છે તે પ્રાપ્ત થયા પૂર્વે અભિમાનીને પોતાના દુઃખનું ભાન હોય છે અને આથી તે કહે છે કે

" નૃસિંહ નિરાશી કરી છે ઉદાસી ( શું ) કર્મ અમારાં ફોડયાં રે. "

જ્યારે આ પ્રેમ તેની પરાકાષ્ઠાએ પહોંચે છે ત્યારે અભિમાની પોતાનું ભાન ભૂલી જાય છે. આ સમયે તેની વૃત્તિના સંબંધમાં કહેવાય છે કે

" પ્રેમ ભરી હરિનિકટે ચાલી વસ્ત્રાભૂષણ અવળાં ઘાલી. "

આવી પોતાના ભાનને ભૂલાવનારી સ્થિતિથી અહંતા ગલિત થઇ જતાં અને સર્વ સુખનું મૂર્તિમાન્ રૂપ ઈષ્ટ એ જ એક વૃત્તિનો વિષય રહેતાં જીવની જે સ્થિતિ થાય છે તે બ્રહ્મસાથેની તાદાત્મ્યની સ્થિતિ છે અને આ સ્થિતિ ત મોક્ષ છે.

આપ્રમાણે સાધનરૂપા ભક્તિનો એક પ્રકાર જે પ્રેમભક્તિ તેનું નિરૂપણ કરાય છે. હવે આપણે સાધનરૂપા ભક્તિનાં બીજાં સ્વરૂપો જોઇએ અને તેઓનો મોક્ષનાં અન્ય સાધનો કે જે કર્મ અને જ્ઞાન કહેવાય છે તે સાથેનો સંબંધ વિચારીએ. આ સ્થળે એટલું ધ્યાનમાં લેવું જોઇએ કે જ્ઞાન શબ્દથી ક્રિયારૂપ જ્ઞાન કે તત્ત્વવિચાર જેની સાધનમાં ગણના થાય છે તેની વિવક્ષા થાય છે.

યથાપ્રતીત વિશ્વની વ્યવસ્થા કરતાં અભિમાની જીવની જીવદશાનું

કારણ અનાદિ એટલે પ્રકૃતિના સ્વભાવમાં જ રહેલાં કર્મબીજો છે. આ કર્મબીજોનું કાર્ય આરંભમાં નિરભિમાન અને પછીથી સાભિમાન કર્મો છે. અભિમાનીની દશા આવતાં કર્મજન્ય અને સ્વભાવજન્ય કર્મો થાય છે અને આ કર્મોથી અભિમાનીને મળેલા વેગને સુખાવાપ્તિ કે જે ગમ્ય સ્થાન છે તત્પ્રતિ જવાને અનુકૂલ દિશામાં વાળવા માટે વિરોધી ગતિનાં બાધક અને અનુકૂલ ગતિનાં સાધક કર્મોને ઉપાયરૂપે માનવામાં આવે છે. અભિમાનીથી થતાં કર્મોનો કાલક્રમમાં શુભ યોગ આવતાં તેનામાં પ્રકૃતિથી મળેલા રજસ્ અને તમસ્ ઉપર સત્ત્વનું આધિક્ય થાય છે અને તેનામાં સુખની પ્રાપ્તિની ઇચ્છા ઉદ્ભવે છે. આરંભમાં અભિમાનીનું અભિમાન દૃઢ હોવાથી તે પોતે જેને "પોતે" માનતો હોય છે તેને સુખ મળે એવો પ્રયત્ન આદરે છે અર્થાત્ પોતાની વ્યક્તિને સુખી કરવાને સયત્ન થાય છે. સુખરૂપ ફલને ઉદ્દેશીને કરાતાં ઇષ્ટાપૂર્ત્યાદિ કર્મોને કરનાર અભિમાનીમાં તમસ્ઉપર રજસ્નું આધિક્ય થાય છે અને શુભ કર્મો કરાતાં હોવાથી સત્ત્વનું બલ વધવા માંડે છે. આપ્રમાણે રજસ્નું બલ ઓછું થતાં અભિમાનીનું અભિમાન શિથિલ થવા માંડે છે અને તેમ થતાં ભિન્ન ભિન્ન સુખો કે જેના વિષયસુખ અને નિર્વિષય સુખ એવા બે ભેદ કરવામાં આવે છે તેની તુલના કરવાનો વિવેક તેનામાં પ્રકટે છે. આ વિવેકથી તેનામાં નિર્વિષયક સુખો કે જે ઉચ્ચતર પ્રકારનાં છે તેને માટે પ્રીતિ થાય છે અને વિષયસુખોમાં વિરાગ ઉત્પન્ન થાય છે. આ પ્રકારનો વિવેક અને વૈરાગ્યવાળો અને શાન્ત થએલો અભિમાની પોતાના અભિમાનથી પોતાને દુઃખી માનતો અને પોતાના સત્ત્વબલથી નિર્વિષયક સુખની ઈપ્સા રાખતો દુઃખની નિવૃત્તિ ઇચ્છે છે. દુઃખથી મુક્ત થવાની આ ઇચ્છા તે મુમુક્ષુતા છે. આ રીત્યા કર્મ, મોક્ષને માટેનો અધિકાર આપવાને આવશ્યક છે એ સ્પષ્ટ સમજાય છે.

આપ્રમાણે કર્મના સાધનત્વનો વિચાર કર્યા પછી તેનો ભક્તિસાથેનો સંબંધ આપણે વિચારીએ. અનુકૂલ કર્મના યોગથી તમસ્ની સ્થિતિનું અતિક્રમણ કરી રજસ્ની સ્થિતિમાં આવેલો અભિમાની પ્રથમ તો પોતાની વ્યક્તિને ઉદ્દેશીને જ સુખ મેળવવાનો પ્રયત્ન કરે છે, એમ આપણે ઉપર કહી ગયા છીએ. આ કર્મ તે કામ્ય કર્મ છે. અભિમાની કામ્ય પણ વિહિત કર્મથી કાલક્રમમાં રજસ્નું અતિક્રમણ કરી સત્ત્વની સ્થિતિમાં આવે છે ત્યારે કામ્યકર્મથી મળનાર ફલ તેની સુખની ઇચ્છાને તૃપ્ત કરવાને જોઇએ તેટલાં પૂર્ણ તેને લાગતાં

નથી. તો પણ તે પોતે અભિમાની હોવાથી **શ્રીમદ્ભગવદ્ગીતામાં** કહ્યાપ્રમાણે અકર્મકૃત્ રહેવાને અશકત છે. આવી સ્થિતિમાં જે કર્મ થાય છે તે તેનાં પૂર્વકૃત શુભકર્મોના વેગનો પરિણામ છે અને તેનાં ફળ પોતે ભોગવે એવી કામના તેનામાં નહિ હોવાથી તેનાં કર્મો તે નિષ્કામ કર્મો કહેવાય છે. આ સર્વ કર્મોનો પ્રવાહ, અભિમાનીની વૃત્તિમાં આરૂઢ થએલ નિરતિશય અને પુનરાવૃત્તિરહિત સુખનું મૂર્તિમાન્ સ્વરૂપ જે પોતાના ઇષ્ટ તત્પ્રતિ વહે છે. આ ઇષ્ટનિમિત્ત થનારાં સર્વ કર્મ તે અર્ચનભકિત છે. આ અર્ચનભકિતથી ઇષ્ટનો પ્રસાદ મળે છે અને એક દિશાથી ઇષ્ટના પ્રસાદનું અને અન્ય દિશાથી પોતાના શુભ પ્રયત્નનું સમુચ્ચિત ફલ જે આત્માવબોધ તે તેનામાં ઉદ્ભવતાં તે પરાભકિતની સ્થિતિને અનુભવતો કૃતકૃત્ય થાય છે.

અભિમાનીનાં મન વાણી અને શરીરના ભેદથી અર્ચનભકિતના અથવા ઇષ્ટનિમિત્ત થતાં કર્મોના ત્રણ ભેદ પડે છે. શરીરથી ઇષ્ટના પ્રત્યક્ષ સ્વરૂપને સાષ્ટાંગ દંડવત્ કરવારૂપ અને તેની અન્ય પ્રકારે સેવા કરવારૂપ જે કર્મો થાય છે તે સેવાભકિત છે. સેવાભકિતમાં ઇષ્ટ સેવ્ય અને પોતે સેવક કે દાસ હોવાથી આ ભકિત તે દાસ્યભકિત કહેવાય છે. વાણીથી ઇષ્ટના નમસ્કારાર્પણરૂપ મંત્રજાપથી, તેના ગુણકીર્તનથી તેના નામસ્મરણ ઇત્યાદિથી જે ઇષ્ટનિમિત્ત કર્મ થાય છે તે કીર્તનભક્તિ છે. મનથી ઇષ્ટસ્વરૂપસંબંધે જે વિચાર થાય છે તે સ્મરણભકિત છે. આપ્રમાણે કર્મનો ઉચ્ચતર પ્રકાર જે નિષ્કામ અથવા ઇષ્ટનિમિત્ત કર્મ તે સાધનરૂપા ભક્તિનો જે ભેદ અર્ચનભકિત છે તે જ છે. આથી કર્મ અને ભકિતનો વિરોધ ગલિત થઇ જાય છે. વળી શ્રીમદ્ભાગવતમાં કહેલા

> **श्रवणं कीर्तनं विष्णोः स्मरणं पादसेवनं ।**
> **अर्चनं वन्दनं दास्यं सख्यमात्मनिवेदनम् ॥**

એ શ્લોકમાં જણાવેલા આત્મનિવેદનવિનાના ભકિતના અન્ય સર્વ પ્રકારો આ અર્ચનભકિતમાં આવી જાય છે તે સહજ સમજાય એમ છે. શ્લોકગત અર્ચનશબ્દવિશિષ્ટ અર્ચન કે જે શરીરથી થતું ઇષ્ટનિમિત્ત કર્મ છે તેને માટે છે. સામાન્ય અર્ચન કે જે મન વાણી અને શરીર ત્રણેથી થાય છે તેને માટે નથી એ સુસ્પષ્ટ જ છે.

હવે પરાભકિત અથવા મુકિતનું બીજું સાધન જે જ્ઞાન છે તેનો વિચાર કરીએ. પૂર્વે કહેવામાં જ આવ્યું છે કે આ જ્ઞાન તે આત્માવબોધ જે ફલ છે તેના અર્થમાં નથી પણ ક્રિયારૂપ જ્ઞાન કે જે સાધન છે તેના અર્થમાં છે. તત્ત્વવિચાર એ તેનો પર્યાય છે

અને તે શ્રીમદ્ભગવદ્ગીતામાં કહેલા

**ततो मां तत्त्वतो ज्ञात्वा विशते तदनन्तरम् ।**

એ વાક્યમાં જ્ઞાત્વાપદથી જે જ્ઞાનની વિવક્ષા કરી છે તે છે. સાધનરૂપ જ્ઞાનના નિરૂપણમાં સાધનરૂપા ભક્તિના અવશિષ્ટ પ્રકારોનું નિરૂપણ પણ થઇ જતું હોવાથી ઉપર પ્રતિજ્ઞા કર્યાપ્રમાણે ભક્તિનાં અન્ય રૂપોનું નિરૂપણ પણ આ સ્થલે સહજ થાય છે.

સાધનરૂપ જ્ઞાન અથવા તત્ત્વવિચારનું બીજ તે પુણ્ય કર્મોના પરિપાકથી ઉત્પન્ન થનારી જિજ્ઞાસા છે. આ જિજ્ઞાસાથી "હું કોણ?" અને "આ શું?" એ પ્રશ્નોના પ્રત્યુત્તરો શોધવાની પ્રવૃત્તિ થાય છે. ત્યાં પ્રથમ યથાપ્રતીત વિશ્વનું પૃથક્કરણ કરતાં વિશ્વનાં કેટલાંએક મૂલ કારણોઉપર જવાય છે. આ મૂલ કારણોનું આગળ પૃથક્કરણ થતું નહિ હોવાથી તેઓ મૂલતત્ત્વો પણ કહેવાય છે. આ મૂલતત્ત્વોનો પરિણામ આ વિશ્વ માનવામાં આવતું હોવાથી આ તત્ત્વોમાં વિશ્વરૂપ પરિણામને પામવાના ધર્મો માનવામાં આવે છે. આ તત્ત્વો અને આ ધર્મોથી વિશ્વના સર્વ ભાવને સમજવાના માર્ગને પરિણામવાદ કહે છે. પરંતુ આ વાદમાં એક બાધ નડે છે. આ વિશ્વ જે રૂપમાં પ્રતીત થાય છે તે રૂપમાં તે છે કે નહિ, પ્રતીતિ ઇંદ્રિયગ્રામથી થાય છે અને ઇંદ્રિયગ્રામ સ્વતઃ સદોષ હોય તો આ પ્રતીતિઓ પણ અયથાર્થ હોય; આથી આ પ્રતીતિઓમાં સત્ અને નિત્ય શું છે તે જાણવાની જિજ્ઞાસાવૃત્તિની તૃપ્તિને અર્થે અન્યવાદ લાવવામાં આવે છે. આ વાદમાં આ વિશ્વનાં પ્રતીયમાન નામ અને રૂપ અસત અને અનિત્ય છે, અને નામ અને રૂપ જેનો આધાર લઇને ભાસે છે તે સત્ છે, એમ પ્રતિપાદિત કરવામાં આવે છે અને નામરૂપનું ભાસમાનત્વ મિથ્યા અને અજ્ઞાનજન્ય ગણવામાં આવે છે. આપ્રમાણે થતું હોવાથી આ વિવર્તવાદ કહેવાય છે. શરીરીમાં જ્યાંસુધી અધ્યાસ દૃઢ હોય છે ત્યાં સુધી પ્રતીતિઓના મિથ્યાત્વનો વિચાર તેને આવતો નથી પણ તેનાં પુણ્યકર્મોથી તેનામાં દુઃખથી મુક્ત થવાની ઇચ્છા ઉદ્ભવી હોય છે. આવો શરીરી કર્મયોગનો અધિકારી થાય છે. કર્મયોગ એ સાધનરૂપા ભકિતનો એક પ્રકાર છે અને અભિમાનીના અભિમાનનું અને અધ્યાસનું શિથિલ કરવું એ તેનું કાર્ય છે, એમ આપણે ઉપર જોયું છે. અધ્યાસ શિથિલ થતાં

**आचार्यवान् पुरुषो वेद**

એ વાક્યમાં કહ્યાપ્રમાણે આ અધિકારી બ્રહ્મનિષ્ઠ અને વેદવિદ્ આચાર્ય જે સદ્ગુરુ તેમનો આશ્રય લે છે અને તેમને મુખેથી

**इदं सर्वं यदयमात्मा। सर्वं खल्विदं ब्रह्म। अयमात्मा ब्रह्म। अहं ब्रह्मास्मि। तत्त्वमसि।**

ઇત્યાદિ વાક્યોનું શ્રવણ કરી તેનું મનન કરી દૃશ્યમાન વિશ્વમાં જે સત્ ચિત્ અને આનંદ છે તે જ એક કેવલ યથાર્થ છે અને અન્ય સર્વ અજ્ઞાનવિજૃંભિત છે એવો નિશ્ચય કરે છે. આ નિશ્ચયનું સાક્ષાત્ ફલ આત્માવબોધ છે. આ નિશ્ચય થતા પૂર્વેની સાધક દશામાં અભિમાની સર્વત્ર સત્ ચિત્ અને આનંદને શોધતો રહે છે અને તેની જિજ્ઞાસાવૃત્તિમાં સત્ ચિત્ અને આનંદ આરંભમાં તેના મૂર્તિમાન્ રૂપમાં અર્થાત્ ઇષ્ટના રૂપમાં આરૂઢ રહે છે. જિજ્ઞાસાવૃત્તિના આ સચ્ચિદાનંદરૂપ ઇષ્ટપ્રતિના સતત પ્રવાહથી આવા અધિકારીઓ

**तद्बुद्धयस्तदात्मानस्तन्निष्ठास्तत्परायणाः।**

થઇ રહે છે અને શાંતિપર્વમાં કહ્યાપ્રમાણે

**आत्मराज्यं धनं चैव कलत्रं वाहनं तथा। एतद्भागवतं सर्वम्।**

અનુભવે છે. અધિકારીની ઇષ્ટપ્રતિની આવી વૃત્તિ તે તેની **શ્રી**મદ્ભગવદ્ગીતાના

**चतुर्विधा भजन्ते मां जनाः सुकृतिनोऽर्जुन।**
**आर्तो जिज्ञासुरर्थार्थी ज्ञानी च भरतर्षभ॥**

એ શ્લોકમાં કહેલા જિજ્ઞાસુ ભક્તની ભક્તિ છે. આપ્રમાણે મનનરૂપ જ્ઞાન તે જિજ્ઞાસાભક્તિ છે એમ સ્પષ્ટ સમજાય છે.

ઉપર જણાવેલી જિજ્ઞાસાભક્તિમાં ભક્તની વૃત્તિમાં ઇષ્ટ સચ્ચિદાનંદરૂપે નિરંતર આરૂઢ રહેવાથી તેનું સ્વાભિમાન ગળી જાય છે અને પોતે "હું તારો છું, તારો ચલાવ્યો ચાલું છું અને તારો હલાવ્યો હાલું છું" એવા ઉદ્ગાર કરતો

**मामेकं शरणं व्रज।**

એ વાક્યમાં કહ્યાપ્રમાણે પોતે **શ્રી**ઇષ્ટને સર્વ રીતે શરણ થઇ જાય છે. આ તેની આત્મનિવેદન ભક્તિ કહેવાય છે.

આપ્રમાણે ભક્તિસંબંધી યથાશક્તિ થઇ શકે એટલા વિચારો કર્યા પછી વિચારયજ્ઞની પૂર્ણાહુતિના રૂપમાં પ્રાર્થનાભક્તિથી ઇષ્ટના ચરણકમલના આશ્રયનો અભ્યાસ કરતો આ શરીરી આ કાર્ય પૂર્ણ થયું ગણે છે.

**હે સદ્ગુરુ પરમાત્મન્!** સદસદ્નો વિચાર કરવાને અસમર્થ, મારા પોતાના સુખને નહિ સમજનારો અને સુખલાલસાથી ભરેલો હું કંઇ પણ કરવાને અસમર્થ છું. હે **ભગવન્!** આપ મને ત્રિલોકીનું રાજ્ય તો શું પણ દયા કરો તો સ્વપદ આપવાને સમર્થ છો. આપના

પ્રસાદની પ્રાપ્તિનું સાધન જાણવાને અને સાધવાને મારામાં બલ નથી. સ્વાર્થી વૃત્તિનો ભરેલો હું "આપ મને હું જેમ મને આપનો માનું છું તેમ પોતાનો ગણો અને મારા વિષેનું ઔદાસીન્ય લઈ દો," એમ આપની યાંચા કરતો આત્મનિવેદનરૂપે આપના ચરણ-કમળમાં પડું છું અને હું અને મારૂં એ સર્વ આપને સમર્પણ કરૂં છું. ૐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ
ભટ્ટ.

---

॥ ૐ શ્રીં ॥

# भक्तिपरायण थवा मनने प्रबोध.

**પદ. ( માફ રાખો મારા ચતુરમતિ, એ લય. )**

સાન આણી સાચી ભજ તું હરિ, સમય ના'વે વીત્યો ફરી. ધ્રુવ.
મત્ત થઇ મન તું હીંડે છે, સુખનું દ્વાર સ્વહસ્તે ભીડે છે,
નેત્ર ઉઘાડી જોને જરી, સમય૦
આમ્રફ્લોને તું તરછોડે, સંગ્રહે બાવળકંટક કોડે,
રડીશ અંતે, નયન ભરી, સમય૦
સાચું સુખ હરિ ભજતાં મળતું, વિષય ભજ્યે પરિણામે પ્રજળતું,
ભજ હરિ, એ નિશ્ચયમાં ઠરી, સમય૦
જનનમરણનાં દુઃખ વિચારી, ભોગે ઉપરતિ લે ઝટ ધારી,
જા, યજી તારક ઈશ, તરી, સમય૦
મગ્ન રહે પ્રજ્ઞ જે રસપાને, તે ભક્તિરસ તું વિષ માને,
રહ્યો તું વિષયવિષ પી છરી, સમય૦
દુઃખદ પ્રવૃત્તિ સઉ છાંડી, હૃદયમંદિર દ્વાર ઉઘાડી,
ઈશના ઈશને રહે વરી, સમય૦

---

॥ ॐ श्रीं ॥

# वेदान्तसाधन अने आश्रमव्यवस्था.

**मङ्गलम्.**

**निगमस्तोमाघुष्टं क्लेशचयैरस्पृष्टं ज्ञप्तिनिधिम् ॥**
**भावुकभक्तैर्जुष्टं वन्दे नृहरिं देशिकमौलिमणिम् ॥**

વેદના સમૂહવડે જેનો આઘોષ થયલો છે એવા, રાગાદિ પંચક્લેશવડે અસ્પૃષ્ટ, જ્ઞાનના નિધિ, અને પ્રસન્ન ભક્તસમુદાયવડે પરિવેષ્ટિત થયલા શ્રીસદ્ગુરુશિરોમણિ શ્રીનૃહરિ ભગવાનને વંદું છું.

---

ચૈતન્યની ઉદ્ભૂત કલાને પ્રાપ્ત પ્રાણિમાત્રના પ્રાપ્તવ્યરૂપ સુખના અન્વેષણ તથા ઉપભોગને માટે મનુષ્ય વિવિધ પ્રયત્નો આરંભી પોતાના આયુષ્યને વ્યતીત કરે છે. સ્વભાવથી પરાઙ્મુખ સૃજાયલો માનવેંદ્રિયગ્રામ શબ્દસ્પર્શાદિ વિષયનિકરથી અભીપ્સિત આનન્દની ઉપલબ્ધિ માટે પ્રવર્તે છે, અને મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર એ આંતર કારણોને પણ પ્રાપંચિક સુખના અધિક ઉપરાગવાળાં કરે છે. વિષયો જાતે દેશ, કાલ અને વસ્તુ એ પરિચ્છેદત્રયથી વ્યાપ્ત હોવાને લીધે વૈષયિક સુખ પણ અખંડ, અનામય અને નિર્વિકાર હોવું ઘટતું નથી. વળી વિષયોની સંખ્યા પણ વ્યાવહારિક દૃષ્ટિએ ગણનાતીત હોવાથી કોઇ પણ અલ્પશક્તિસમેત અભિમાની સર્વ વિષયોનો યુગપત્ ભોગ કરવા સમર્થ નથી.

વિષયભોગજન્ય અતૃપ્તિ જીવોને આ પ્રમાણે ન્યૂનાધિક પ્રમાણમાં અવશ્ય થાય છે, પણ તે અતૃપ્તિ ટાળી નિત્યતૃપ્ત થવાનો માર્ગ સર્વને બુદ્ધિગોચર થતો જણાતો નથી. વિષયવાસનાના પ્રાબલ્યવાળા બહુસંખ્ય જીવો તો વિષયજન્ય અતૃપ્તિને અન્ય વિષયના ઉપભોગથી નિરસ્ત કરવાની આશા રાખી તેવી પ્રવૃત્તિ કરે છે, પણ તેમના સંબંધમાં શ્રીમનુ ભગવાન્ કહે છે કેઃ—

**न जातु कामः कामानामुपभोगेन शाम्यति ।**
**हविषा कृष्णवर्त्मेव भूय एवाभिवर्धते ॥**

વિષયોના ઉપભોગથી કામ કદાપિ શાંત થતો નથી, પરંતુ જેમ બલિદાનથી અગ્નિ પ્રદીપ્ત થાય છે તેમ ઉલટો વધે છે.

એકે કાલે સર્વ વિષયોનો ભોગ કરવા અલ્પજ્ઞ જીવ શક્તિમાન્ નથી, પણ કદાપિ થાય તો તત્સંબંધે તે જ મહાત્મા વદે છે કેઃ—

**यश्चैतान्प्राप्नुयात्सर्वान्यश्चैतान्केवलांस्त्यजेत् ।**
**प्रापणात्सर्वकामानां परित्यागो विशिष्यते ॥**

જે પુરુષ સર્વ વિષયોને પ્રાપ્ત કરે, અને જે પુરુષ સર્વ વિષયોનો ત્યાગ કરે એ ઉભયમાં ત્યાગ કરનાર પુરુષ શ્રેષ્ઠ છે.

એક વિષયથી અન્ય વિષયઉપર વૃત્તિની સંક્રાન્તિ કરવાનો જીવનો સિદ્ધ સ્વભાવ પણ ન્યૂન ક્લેશનો ઉત્પાદક નથી. શ્રીયોગવાસિષ્ઠમાં કહ્યું છે તે પ્રમાણે

**घटात्पटमुपायाति पटाच्छकटमुत्कटम् ।**
**चित्तमर्थेषु चरति पादपेष्विव मर्कटः ॥**

જેમ વાંદરો વૃક્ષોઉપર કૂદકા મારે છે તેમ મનુષ્યચિત્ત ઘટથી પટઉપર અને પટથી શકટઉપર એમ વિષયોમાં વેગથી કૂદકા મારે છે.

ચિત્તના આવા વિપરીત અને ક્લેશપ્રદ સ્વભાવનો ધ્વંસ કરવાની ઇચ્છાવાળા વિરલ મહાભાગ શ્રેયઃસાધકો વિચારે છે કે સ્ત્રી, પુત્ર, ધનાદિ વિષયોથી અબાધ્ય સુખ મળવાની આશા નથી; અબાધ્ય અને અવિક્રિય સુખ તો માત્ર તે જ વસ્તુથી મળી શકે કે જે જાતે દેશ, કાલ અને વસ્તુથી અપરિચ્છિન્ન હોઇ સુખસ્વરૂપ હોય. આ વસ્તુ તો સમગ્ર વિશ્વપ્રપંચના અભિન્ન નિમિત્તોપાદાનકારણરૂપ, એક, અદ્વિતીય, સત્તાસ્વરૂપ, ચિન્માત્ર, આનન્દઘન બ્રહ્મતત્ત્વ જ છે, જે સર્વ પ્રાણિપદાર્થોના આત્મરૂપ છે, નિઃશેષ વિશ્વના અંતર્, મધ્યે તથા બહિર્ વ્યાપ્ત હોઇ અસંગ અને નિરુપાધિક સ્થિત છે; જે પરમાત્મતત્ત્વ વડે જ સૂર્ય, ચંદ્ર, વિદ્યુત્, અગ્નિઆદિનો પ્રકાશ છે, દ્યાવાપૃથિવીનું અવસ્થાન છે, આકાશાદિ મહાભૂતો શબ્દાદિ પોતપોતાના ધર્મોથી સમેત છે, અર્થાત્ જગન્માત્રની પ્રતીતિ છે.

**“ न वा अरे सर्वस्य कामाय सर्वं प्रियं भवत्यात्मनस्तु कामाय सर्वं प्रियं भवति ” ( बृहदारण्यकोपनिषद् )**

નામ અને રૂપ એ ઉભયથી જગત્ ગ્રથિત છે, અને એ ઉભય જ જગતનો સ્વભાવ છે, સત્ ચિત્ અને આનંદ એ ત્રણ આત્મસ્વરૂપનાં લક્ષણ છે. તેથી જે કોઇ વિશ્વગત પદાર્થ જીવની વૃત્તિને પ્રિય લાગે છે તે, તે વિષયના આનન્દજનકતારૂપ ધર્મને લીધે નથી, પરંતુ ભોક્તૃભાવને પામેલા જીવાત્માના પરમાર્થિક સ્વરૂપના સ્ફુરણને લીધે છે.

પરમાત્મા સર્વ પ્રદેશમાં હોવાથી સર્વ પ્રાણીઓને પ્રાપ્ત છે, પરંતુ કંઠાભરણન્યાયે અથવા તો પંચદશીમાં શ્રીવિદ્યારણ્યમુનિ કહે છે તેમ

**अध्येतृवर्गमध्यस्थपुत्राध्ययनशब्दवत् ।**
**भानेऽप्यभानं भानस्य प्रतिबन्धेन युज्यते ॥**

અધ્યયન કરનાર મંડલના મધ્યે બેઠેલા પુત્રના પઠનધ્વનિવત્, અવિદ્યારૂપ પ્રતિબંધને લીધે તેની પ્રતીતિ થતી નથી. એ અવિદ્યા અથવા માયા પરબ્રહ્મથી કોઇ સ્વતંત્ર પદાર્થ નથી, પરંતુ તેની સદ-સદ્‌વિલક્ષણ, અનિર્વચનીય અને અઘટિતઘટનાપટીયસી શક્તિરૂપ છે. જેમ " મેઘથી આવૃત થયલો સૂર્ય " એવો લૌકિક વ્યવહાર થાય છે, પરંતુ પ્રત્યેક બાહ્ય પદાર્થ જોવામાં નેત્રને સૂર્યપ્રભાના સાહાય્યની આવશ્યકતા હોવાની સૂર્યના તેજના અભાવે મેઘની પ્રતીતિ થવાનો જ સંભવ નથી, તે પ્રમાણે " માયાવૃત બ્રહ્મ " એ શબ્દોથી બ્રહ્મનું સ્વયંપ્રકાશત્વ અને માયાનું બ્રહ્મપ્રકાશ્યત્વ સિદ્ધ થાય છે.*

અતત્‌માં તદ્‌બુદ્ધિ કરાવનાર અવિદ્યા શક્તિનોસદ્‌ભાવ અધિકારીમાં સ્વીકારીને સત્‌શાસ્ત્રોની પ્રવૃત્તિ છે, અને વિદ્યાશક્તિરૂપ કુઠારથી તે અવિદ્યાવૃક્ષના આત્યંતિક ઉન્મૂલનપૂર્વક અદ્વૈત બ્રહ્મનો અબાધિત સાક્ષાત્કાર કરવા અર્થે તેનો ઉપદેશ છે. પરબ્રહ્મને જીવના જ્ઞાતવ્યરૂપે, તથા સર્વ કલેશોની ક્ષતિ અને પરમાનન્દની પ્રાપ્તિને જીવના પરમ પ્રાપ્તવ્યરૂપે સ્થાપી વેદાન્તયોગાદિ શાસ્ત્રો સ્વસિદ્ધાન્તા-નુસાર જીવોએ કર્તવ્ય વિવિધ સાધનોનું પ્રતિપાદન કરે છે.

ઉપર પ્રમાણે વ્યવહારદૃષ્ટિથી અભ્યુદયરૂપ પ્રેય અને પરમાર્થ દૃષ્ટિથી તત્ત્વસાક્ષાત્કાર શ્રેય એવા પુરુષાર્થના બે વિભાગ મૂળથી પ્રાચીન પ્રાજ્ઞ પુરુષોએ પાડયા છે. અતિ તમસ્‌થી વ્યાપ્ત કાષ્ઠ પાષા-ણાદિ સૃષ્ટિગત પદાર્થો પોતાના કર્ત્તવ્યના સ્પષ્ટ ભાનરહિત જોવામાં આવે છે, અને ઉદ્દેશવિના પ્રવૃત્તિનો બહુધા અસંભવ હોવાથી એવા પદાર્થો ગાઢ–ઘન સુષુપ્તિમાં લીન, અર્થાત્ ચિત્‌ચેષ્ટારહિત પ્રતીત થાય છે. સત્ત્વગુણની પ્રધાનતાવાળો જીવસંજ્ઞક અભિમાની સ્વકર્માનુસાર પોતાનાં જ્ઞાતવ્ય, કર્તવ્ય તથા પ્રાપ્તવ્યની પ્રતીતિવાળો હોવાથી તદર્થ પ્રવૃત્તિ કરતો દૃષ્ટિગોચર થાય છે.

જ્યાંસુધી પ્રબલ તમોગુણરૂપ મેઘ સત્ત્વપ્રકાશને આવરણ

---

*જુઓ શ્રીશંકરભગવદ્‌વિરચિત **शतश्लोकी**નો નીચેનો શ્લોક:–

नासीत्पूर्वं न पश्चादतनुदिनकराच्छादको वारिवाहो
दृश्यः किंत्वंतराऽसौ स्थगयति स दृशं पश्यतोऽनार्कबिंबम् ।
नोचेदेवं विनाऽर्कं जलधरपटलं भासते तर्हि कस्मात्
तद्वद्विश्वं पिधत्ते दृशमथ न परं भासकं चालकं स्वम् ॥

કરી રહે છે ત્યાં પર્યન્ત

**तमस्त्वज्ञानजं विद्धि मोहनं सर्वदेहिनाम् ।**
**प्रमादालस्यनिद्राभिस्तन्निबध्नाति भारत ॥**

એ ગીતાવાક્યપ્રમાણે દેહી પ્રમાદ, આલસ્ય, જાડ્ય, નિદ્રા, સંમોહાદિ અનેક અનિષ્ટ ગુણોના બંધનને વિવશ રહે છે. કર્મસત્તાવશાત જો તમોગુણ ગૌણપણાને પામે છે અને રજોગુણ સત્ત્વ તથા તમસ્ ઉભયનો અભિભવ કરનાર થાય છે તો અભિમાની પ્રવૃત્તિપ્રવાહમાં પડી કામ, ક્રોધ, લોભ, આશા, તૃષ્ણા, રાગ, દ્વેષાદિજન્ય દુઃખપરંપરાને ભોગવે છે.

દુઃખ પણ રાજસ પ્રવૃત્તિનું સ્વભાવથી અનુષંગિ છે. નિર્વિકાર નિત્ય સુખની સર્વ જીવોને આશા હોય છે, પરંતુ સ્ત્રી, પુત્ર, ધન, ગૃહ, ક્ષેત્ર, યશ, અધિકાર, યૌવન, સત્તાદિ પદાર્થો જે, ઉપર કહ્યાપ્રમાણે સર્વ નિસર્ગનિયામક કાલસત્તાના પ્રભાવે ષડ્વિકારને અધીન રહે છે, તેનાથી અક્ષય આનન્દની ઉપલબ્ધિની આકાંક્ષા અવસાને નિષ્ફલ અનુભવાય છે. રાજર્ષિ ભર્તૃહરિ કહે છે તેમ માનભંગ થવાના, દ્રવ્યક્ષય થયે યાચક નિરાશ જવાના, સંબંધિવર્ગ મરણાધીન થવાના, પરિજન અપાસ્ત થવાના, અને યુવાવસ્થાનો શનૈઃ શનૈઃ હ્રાસ થવાના પ્રસંગો સાંસારિક દશા ભોગવનાર પ્રત્યેક જીવને ન્યૂનાધિક પ્રાપ્ત થાય છે. આ પ્રમાણે સ્વતઃ દુઃખાનુભવ અથવા પરદુઃખદર્શન અંતઃકરણમાં નિત્યાનિત્યવસ્તુવિવેકનો ઉદય કરે છે. **શ્રીકઠશ્રુતિ** કહે છે કેઃ—

**श्रेयश्च प्रेयश्च मनुष्यमेत—**
**स्तौ संपरीत्य विविनक्ति धीरः ।**
**श्रेयो हि धीरोऽभि प्रेयसो वृणीते**
**प्रेयो मन्दो योगक्षेमाद् वृणीते ॥**
**पराचः कामाननुयान्ति बाला—**
**स्ते मृत्योर्यन्ति विततस्य पाशम् ।**
**अथ धीरा अमृतत्वं विदित्वा**
**ध्रुवमध्रुवेष्विह न प्रार्थयन्ते ॥**

વ્યાવહારિક અભ્યુદય અને નિઃશ્રેયસ એ બે જીવોનાં કર્તવ્યરૂપે તેની પાસે આવે છે; પ્રાજ્ઞ પુરુષ તેમાંથી નિઃશ્રેયસરૂપર રુચિ કરે છે, અને મન્દ જીવ પ્રાપ્તિ અને રક્ષણપરત્વે વ્યાવહારિક અભ્યુદયની સ્પૃહા રાખે છે. અનાત્મ પદાર્થ વિષે આસક્ત અજ્ઞ જીવો પુનઃ પુનઃ જન્મમરણરૂપ સંસૃતિને અનુભવે છે; પરંતુ પ્રાજ્ઞ પુરુષો અજરામરત્વરૂપ લક્ષ્યને વૃત્તિમાં સ્થાપી અનિત્ય પદાર્થો વિષે નિત્ય પદાર્થ

મેળવવાની ઇચ્છા રાખતા નથી.

નિત્યાનિત્યત્વ, સારાસારત્વ તથા આત્માનાત્મત્વનું ભાન કરાવનાર વિવેકવૃત્તિના પ્રાદુર્ભાવરૂપ અરુણોદય થયા પશ્ચાત્ વિષયમાત્ર ઉપર તીવ્ર અસ્પૃહા, અર્થાત્ વિરક્તિરૂપ સૂર્યપ્રભાનો ઉજ્જ્વલ પ્રકાશ હૃદયાકાશને દીપ્તિમાન્ કરે છે. દુ:ખાનુભવ અને પરદુ:ખદર્શન એ હેતુદ્વય પ્રમાણે એ વિરાગ જ્ઞાનગર્ભ અને નિર્વેદજન્ય એ દ્વિધા ભેદવાળો છે.

વિરાગોત્તર, મનોનિગ્રહરૂપ શમ, બાહ્યેન્દ્રિયનિયંત્રણરૂપ દમ, ગુરુવેદાન્તવાક્યઉપર વિશ્વાસરૂપ શ્રદ્ધા, નિગૃહીત મનના શ્રવણાદિ સદ્વ્યાપારમાં સ્થાપનરૂપ સમાધાન, આંતરબાહ્યકરણોના તત્ત્વજ્ઞાન-સાધનાતિરિક્ત વિષયવિષે વ્યાપારનિરોધરૂપ ઉપરતિ, તથા શીતોષ્ણાદિ દ્વંદ્વસહિષ્ણુતા—એ ષટ્સંપતિસમેત થયલો અભિમાની વિધૂતકલ્મષ અને વિશુદ્ધહૃદય બની સંસારશૃંખલાના ત્યાગની પરમાર્થિક ઇચ્છાવાળો, અર્થાત્ મુમુક્ષુ થાય છે. એવા અંતર્નિષ્ઠ મુમુક્ષુની સ્થિતિ વર્ણતાં શ્રીશંકરભગવાન્ વદે છે કે:—

**आत्मांभोधेस्तरंगोऽस्म्यहमिति गमने भावयन्नासनस्थः**
**संवित्सूत्रानुविद्धो मणिरहमिति वा चेन्द्रियार्थप्रतीतौ ।**
**दृष्टोऽस्म्यात्मावलोकादिति शयनविधौ मन आनंदसिन्धा**
**वन्तर्निष्ठो मुमुक्षुः खलु तनुभृतां यो नयत्येवमायुः ॥**

**शतश्लोकी ॥**

તેને જ અન્તર્નિષ્ઠ પુરુષ કહી શકાય કે જે ગમનકાલે એવી ભાવના કરે છે કે 'બ્રહ્મ સાગરમાં હું એક તરંગરૂપ છું,' આસનસ્થિતિસમયે એવી ભાવના કરે છે કે ' ચૈતન્યરૂપ સૂત્રથી અનુવિદ્ધ હું એક મણિરૂપ છું, ' ઇન્દ્રિયોનો વિષય સાથે સંનિકર્ષ થવાના સમયે એવી ભાવના કરે છે કે ' વિષયોમાં મારા સ્વરૂપના દર્શનથી હું હર્ષ પામું છું ' અને શયનસમયે એવી ભાવના કરે છે કે હું 'આનન્દસિન્ધુમાં મગ્ન થાઉં છું'—આ પ્રમાણે જે પોતાના આયુષ્યને વ્યતીત કરે છે. આવી તીવ્ર મોક્ષેચ્છાથી પ્રેરાયલો શરીરી અધિકારી ગુરુશાસ્ત્રનો ઉપદેશ શ્રવણ કરી, તેનું મનન કરી, વિજાતીય વૃત્તિપ્રવાહના સમૂલ નિરોધનરૂપ નિદિધ્યાસનના અભ્યાસપૂર્વક પરિણામે જ્ઞેયસ્વરૂપ આત્મામાં પોતાનું જ્ઞાતૃત્વ વિલીન કરે છે, અર્થાત્ અનિત્યમાં નિત્ય, આદિ ચિત્શક્તિરૂપ, અસંખ્ય સૃષ્ટ પદાર્થોના અદ્વૈત કારણરૂપ, મન અને વાણીથી અગોચર, આનન્દસ્વરૂપ, વિશ્વના ઉત્પત્તિસ્થિતિલયના હેતુભૂત, જ્ઞાતવ્યના પરાવધિરૂપ અને ત્રિકાલાબાધ્ય પરમાત્મતત્ત્વથી અભિન્ન થઇ રહે છે. આવા સિદ્ધ પુરુષોની સ્થિતિને ઉદ્દેશીને શાસ્ત્રો કહે

છે કે तेषां शान्तिः शाश्वती नेतरेषाम् તેઓ નિત્ય શાંત રહે છે, બીજા નહિ; भिद्यते हृदयग्रन्थिश्छिद्यन्ते सर्वसंशयाः। क्षीयन्ते चास्य कर्माणि હૃદયગ્રન્થિ ભેદાય છે, સર્વ સંશયો ઉચ્છેદ પામે છે, અને કર્મો ક્ષીણ થાય છે; तरति शोकमात्मवित् આત્માને જાણનાર શોકાતીત થાય છે, ઇત્યાદિ.

મુક્તિમંદિરપ્રતિ પ્રયાણના આ અતિવિષમ માર્ગને સરલ કરવા અર્થે શ્રીમનુયાજ્ઞવલ્કયાદિ સમર્થ સ્મૃતિકારોએ દ્વિજવર્ગને માટે વિવિધ આશ્રમો સ્થાપી તે પ્રત્યેકનું સ્વરૂપ પ્રતિપાદન કર્યું છે તથા તે પ્રત્યેકમધ્યે ભિન્ન ભિન્ન કર્તવ્યનું સવિસ્તર નિરૂપણ કર્યું છે. એ વર્ણન વાંચનાર બુદ્ધિશાલી પુરુષને લાગ્યા વિના રહે એમ નથી કે જે સમયે પવિત્ર્ આર્યભૂમિમાં વર્ણાશ્રમવ્યવસ્થા સાંગોપાંગ પ્રવર્તતી હશે તે સમયે આ દેશની શારીરિક, માનસિક, નૈતિક, ધાર્મિક અને આર્થિક ઉન્નતિ કેટલી પ્રૌઢ હશે, તથા આધુનિક આર્યપ્રજામાં અસંદિગ્ધપણે પ્રતીત થતાં અનેક વિનિપાતચિહ્નો, ચતુર્વર્ણના ચતુઃસહસ્ર કરતાં અધિક વર્ણો થવાને લીધે તેમ જ પ્રધાનપણે વિષયભોગ સાથે સંબંધ ધરાવનાર ગૃહસ્થાશ્રમ વિનાના સર્વ આશ્રમોનો લોપ થવાને લીધે, કેટલે અંશે નહિ હોય.

પ્રાચીનકાલમાં, ઉપનયનસંસ્કારને પામેલો દ્વિજ બ્રહ્મચારી ગુરુકુલમાં નિવાસ કરી ગુરુગત વિદ્યાબલ તથા હૃદયબલ પામતો. નિત્ય સ્નાનાદિ શારીર શૌચ, ઇન્દ્રિયસમુદાયના નિયમનરૂપ માનસ તપ, દેવાર્ચન, સ્વાદુ ભોજનનો, સંગીતાદિ વિલાસોનો તથા દ્યૂતાદિ નિન્દ્ય પ્રવૃત્તિનો ત્યાગ ઇત્યાદિ કઠિન નિયમોના પાલનપુરઃસર વેદાધ્યયન તથા ગુરુશુશ્રૂષાના મહિમાના અનુભવવાળો બ્રહ્મચારી નશ્વર વિષયસુખમાં લુબ્ધ થતો નહિ. બ્રહ્મચર્ય દશાનો અનુમાનજનિત વિરાગ ગૃહસ્થાશ્રમના સેવનથી અનુભવસિદ્ધ થતો, અને તે દશામાં સંચયને પામેલો પુણ્યરાશિ ગૃહસ્થાશ્રમમાં વેદાધ્યયનરૂપ બ્રહ્મયજ્ઞથી, તર્પણરૂપ પિતૃયજ્ઞથી, અગ્નિહોત્રરૂપ દેવયજ્ઞથી, બલિરૂપ ભૂતયજ્ઞથી અને અતિથિપૂજનરૂપ તથા ઉપકારશ્રેણિરૂપ મનુષ્યયજ્ઞથી વૃદ્ધિને પામતો.

ગૃહસ્થાશ્રમનું અમર્યાદ સેવન ઉપહાસપાત્ર ન થાય તે અર્થે દીર્ઘદર્શી શ્રીમનુભગવાન્ સ્મરે છે કે

**गृहस्थश्च यदा पश्येद्वलीपलितमात्मनः।**
**अपत्यस्यैव चापत्यं तदारण्यं समाश्रयेत्॥**

પોતાના શરીરઉપર કરચલી તથા પળિયાંનો આવિર્ભાવ થતાં તથા પુત્રને ઘેર પુત્રની પ્રાપ્તિ થતાં ગૃહસ્થે અરણ્યવાસ સ્વીકારવો

( અર્થાત્, નિવૃત્તિપરાયણ થવું ). આ અત્યંત હિતકર નિયમ સ્થાપી શાસ્ત્ર ગૃહસ્થને બ્રહ્મચર્યાશ્રમમાં અધીત સંસારના મિથ્યાત્વનું સ્મરણ આપે છે, અને આશ્રોપ કરે છે કે હવે પ્રવૃત્તિપ્રદેશનો અંત અને નિવૃત્તિપ્રદેશનો આરંભ સમુપાગત થયો છે. એકાન્તસ્થિતિ અને તત્ત્વવિચાર એ સાધનદ્વયના મહાપ્રભાવથી સર્વ સાંસારિક બંધોની જિહાસાયુક્ત થયલા વાનપ્રસ્થને માટે અંતિમ સંન્યાસાશ્રમનું વિધાન છે, જે આશ્રમના નિયમોના યથાર્થ પાલનથી* કર્મના મૂલભૂત સંકલ્પનો નાશ થયે સાભિમાન પ્રવૃત્તિમાત્ર શમે છે, અને જીવન્મુક્તિના અકથનીય આનંદનો અનુભવ થાય છે. ચતુર્થાશ્રમીઓનું કર્તવ્ય પ્રતિપાદન કરતાં મહર્ષિ **શ્રીમનુ** વદે છે કેઃ—

**नाभिनन्देत मरणं नाभिनन्देत जीवितम् ।**
**कालमेव प्रतीक्षेत निर्देशं भृतको यथा ॥**
**दृष्टिपूतं न्यसेत्पादं वस्त्रपूतं जलं पिबेत् ।**
**सत्यपूतां वदेद्वाचं मनः पूतं समाचरेत् ॥**
**अतिवादांस्तितिक्षेत नावमन्येत कंचन ।**
**न चेमं देहमाश्रित्य वैरं कुर्वीत केनचित् ॥**
**क्रुध्यन्तं न प्रतिक्रुध्येदाक्रुष्टः कुशलं वदेत् ।**

"સંન્યાસીએ મરણની તેમ જ જીવવાની ઇચ્છા રાખવી નહિ, પરંતુ જેમ નોકર સ્વામીની આજ્ઞાની રાહ જોય છે તેમ માત્ર કાલની પ્રતીક્ષા કરવી; પ્રાણિહિંસા ન થાય તે અર્થે બરાબર જોઇને પગ મૂકવો, ગાળેલું પાણી પિવું, સત્ય ભાષણ કરવું, શુદ્ધ આચરણ રાખવું, કઠોર વાક્ય સહન કરવાં, કોઇનું અપમાન કરવું નહિ, કોઇ સાથે વૈર બાંધવું નહિ, ક્રોધ કરનારપ્રતિ ક્રોધ કરવો નહિ અને નિન્દા કરનારપ્રતિ કુશલ વાક્યોનું ઉચ્ચારણ કરવું," ઇત્યાદિ.

ઉપર વર્ણવી આશ્રમવ્યવસ્થા કાલ્પનિક નહિ પરંતુ પ્રયોગસિદ્ધ હતી તેના અનેક ઐતિહાસિક પૂરાવાઓ આર્યાવર્તના અનુભવવાળા ચક્રવર્તી મહાન્ સીકંદર નૃપના અનુયાયીઆદિના લેખોથી મળી આવે છે, અને તેનું રહસ્ય સમજાવતાં પ્રસિદ્ધ ભટ્ટ મૅક્સ મ્યૂલર પોતાના " What to do with our Old People (આપણા વૃદ્ધ પુરુષોની શી વ્યવસ્થા કરવી ?)" એ નામના નિબંધમાં લખે છે કેઃ—

---

* આ સંબંધે જુઓ **શ્રીસિદ્ધાન્તસિન્ધુ,** પૌલસ્ત્ય અને ભૂતશુકનું આખ્યાન, તથા **શ્રીનૃસિંહવાણીવિલાસ,** દ્વિતીય પુસ્તકનુ નીચેની પંક્તિથી આરંભ થતું પદ્યઃ—

વાસના સૂક્ષ્મ જિને ત્યાગી, સોહી હૈ સંન્યાસી.

" To all those who have ears to hear, that voice (the voice of nature) declares in unmistakable tones that there is a time for every thing. There is a time to be young, and there is a time to be old."

" જેમને સાંભળવાને કાન છે તે સર્વને નિસર્ગધ્વનિ અસંદિગ્ધ સ્વરોમાં આઘોષ કરે છે કે પ્રત્યેક વસ્તુને માટે યોગ્ય સમય હોય છે. યુવાવસ્થાનો જેમ યોગ્ય સમય હોય છે તેમ વૃદ્ધાવસ્થાનો પણ હોય છે. "

આશ્રમવ્યવસ્થાના સારભૂત આ નિયમના અપાલનથી શ્રીશંકરભગવાનની ઉક્તિના અનુસારે કહીએ તો

**बालस्तावत्क्रीडासक्तस्तरुणस्तावत्तरुणीरक्तः ।**
**वृद्धस्तावच्चिंतामग्नः परे ब्रह्मणि कोऽपि न लग्नः ॥**

એ દશા પ્રાપ્ત થવાથી, અર્થાત બાલ્યાવસ્થા ક્રીડામાં, યુવાવસ્થા દૈવી સંપત્તિના આવિર્ભાવને પ્રતિકૂલ તથા આસુરી સંપત્તિના વર્ધનનો અનુકૂલ વર્તનમાં, અપરાવિદ્યાની પ્રાપ્તિમાં, તથા વિષયસુખોના ઉપભોગમાં, અને વૃદ્ધાવસ્થા ચિન્તાપરંપરામાં વ્યતીત થવાથી આધુનિક જનસમાજ લુપ્તધર્મબલ અનુભવાય છે અથવા તો પૂર્વોક્ત પાશ્ચાત્ય પંડિતવર પોતાના એજ લેખમાં કહે છે તેમ

" Our modern Society is out of gear, because that lesson of nature is not obeyed... What might be the real ideal for a cab-horse is not necessarily the right ideal for a human being."

" આધુનિક જનસમાજની અવ્યવસ્થાનું કારણ એ છે કે આ સૃષ્ટિબોધ પાલવામાં આવતો નથી. જેમ ભાડુતી ગાડીનો ઘોડો મરણપર્યન્ત ગાડીએ જોડાયાં કરે છે તેમ મરણ પર્યન્ત પ્રવૃત્તિ કર્યા કરવી એ મનુષ્ય પ્રાણીનું લક્ષ્ય હોવું જોઇએ એવો નિયમ નથી." इति

**कौ० वि०**

---

## શ્રીહષ્ટવિભવની વાગતીતતા.

### સારંગમિશ્રિત કલ્યાણ.

સ્વીકારો નતિ, અબલજનગતિ !
શું ગાઉં સ્તુતિ, હું કુંઠિતમતિ ?
સુરપતિ, ગીર્પતિ, અહિપતિ, યતિપતિ આપતણા ગુણગાને
પુષ્કલ મથતા સકલ પરંતુ, શ્રાંત થતા અવસાને,
એ તો છે સબલ, હું છું નિર્બલ,
એ તો છે મહાન, હું છું દોષવાન્——૧

**कौ० वि०**

॥ ॐ श्री ॥

# श्रेयस्साधकोनी शंकानां समाधान.

(શ્રીમહાકાલના ચૈત્ર માસના અંકમાં આપેલી સૂચનાનુસાર, આવેલી શંકાઓમાંથી કેટલીકનાં સમાધાન નીચે પ્રકટ કર્યાં છે.)

**પ્રશ્ન**—આસન અધિક કાલ રહેવા માટે શું કરવું ?

**ઉત્તર**—યોગના સાધકે તેમ જ જ્ઞાનના સાધકે ચિત્તવૃત્તિની સ્થિરતા પ્રાપ્ત કરવી આવશ્યક છે કારણ કે યોગનું સ્વરૂપ જ ચિત્તવૃત્તિઓનો નિરોધ છે અને જ્ઞાન અપરોક્ષ થવા માટે યોગની અપેક્ષા રાખે છે. આ જ પ્રમાણે ભક્તિપ્રધાનમાર્ગે જે સાધક પ્રવૃત્ત થાય છે તેને પણ યોગની અપેક્ષા ભક્તિસૂત્રકાર **શ્રીશાંડિલ્ય** ઋષિ સૂચવે છે. એ સૂત્રોમાં કહ્યું છે કે योगस्तूभयार्थमपेक्षणात् प्रयाजवत् જ્ઞાન તથા ભક્તિ બંનેમાટે ચિત્તવૃત્તિની સ્થિરતારૂપ યોગની અપેક્ષા છે કારણ કે સમાહિત અંતઃકરણ બંને માટે આવશ્યક છે. તેથી સર્વ સાધકોમાટે ચિત્તવૃત્તિની સ્થિરતા એક સરખી રીતે આવશ્યક છે. જ્યારે એ સ્થિરતાની આવશ્યકતા છે ત્યારે જે જે સાધનોથી એ સ્થિરતાની સિદ્ધિ થાય છે તે સર્વની આવશ્યકતા અર્થાત્ સિદ્ધ થાય છે. આ સાધનો અનેક છે. તેમાંનું એક સાધન તે આસન છે. आसीनः संभवात् એ શ્રીવેદાન્તસૂત્ર પણ આસનની આવશ્યકતા યુક્તિપુરઃસર સિદ્ધ કરે છે. એ આસનના સ્વરૂપનું વર્ણન કરતાં શ્રીપતંજલિ કહે છે કે स्थिरसुखमासनम् જે શરીરની સ્થિતિ ઉદ્વેગ કરનાર નથી અને જે સ્થિરતા પ્રાપ્ત કરાવે છે તે સ્થિતિ યોગાનુકૂલ આસન છે. આ બંને વિશેષણો આસનમાટે આવશ્યક છે કારણ કે સ્થિરતાની સંપત્તિના સાધનરૂપ આસન છે તેથી જો આસનથી સ્થિરતા પ્રાપ્ત ન થાય પણ વૃત્તિમાં ચાંચલ્ય વધે અથવા વૃત્તિનો નિદ્રાઆદિ પ્રતિબંધોથી અભિભવ થાય તો તે આસન ઇષ્ટાર્થના વિરોધીરૂપ છે, કંઇ તેના સાધનરૂપ ગણાય નહિ. જે આસનથી શરીરમાં અતિશય વેદના થાય છે તે આસનના અભ્યાસથી વૃત્તિ તે તે શરીરના ભાગમાં લાગેલી રહે છે તેથી ધ્યેયથી વૃત્તિની વિમુખતા એ આસન કરે છે તેથી એ આસન પણ યોગના અનુકૂલ નથી. તેથી યોગસૂત્રકારે કરેલું આસનનું લક્ષણ સર્વથા યોગ્ય જ છે. હવે એ આસન યોગના અંગરૂપ હોવાથી જ્યાંસુધી સંયમનું અનુષ્ઠાન કરવામાં આવે ત્યાં સુધી એ આસન રહેવું જોઇએ એ સ્પષ્ટ છે. સાધારણ રીતે એક

પ્રહરસુધી આસન રહેવું આવશ્યક છે. એટલા સમયસુધી આસનનું યથાર્થરૂપે રહેવું એ આસનની સિદ્ધિ કહેવાય છે. એ સિદ્ધિથી નાનાવિધ ફલોની પ્રાપ્તિ થાય છે જે યોગશાસ્ત્રઆદિ સ્થલે પ્રસિદ્ધ છે. એ સિદ્ધિ ન થવા દેનાર જે કારણો તે આસનનાં પ્રતિબંધક છે. એ પ્રતિબંધકની સ્થિતિ જ્યાંસુધી વિદ્યમાન છે ત્યાંસુધી આસનની સિદ્ધિ થતી નથી તેથી આસનસિદ્ધિની અપેક્ષા રાખનારે એ પ્રતિબંધકોને દૂર કરવા યોગ્ય છે. એ પ્રતિબંધો પ્રતિવ્યક્તિમાટે ભિન્ન ભિન્ન હોવા સંભવે છે છતાં સર્વસામાન્ય પ્રતિબંધોનો વિચાર કરીએ તો તે આ જણાય છે:—શરીરની સ્થૂલતા, વ્યાધિગ્રસ્તતા તથા અતિનિર્બલતા, અતિશય વ્યાયામ, વ્યાપારબાહુલ્ય ઇત્યાદિ. જેમનું શરીર સ્થૂલ હોય છે તેમનાથી કેટલાંક આસનો પ્રથમ તો વળી શકતાં નથી અને કદાચ મહેનતે વાળે છે તો તે આસનો ટકી શકતાં નથી. આવા પુરુષોએ યોગ્ય વ્યાયામ કરવો અને આહારાદિને નિયમિત કરી મિથ્યા વધેલા મેદને ઓછો કરવો એ પ્રથમ ઉપાય છે. કારણ કે શરીરસ્થ મેદ કેવલ આસનમાટે વિરોધી છે એટલું જ નહિ પણ દરેક શરીરદ્વારા કરાતા વ્યવહારમાં વિઘ્નકર છે અને તેની સાથે તે તે ભાગમાં રહેલા જ્ઞાનતંતુઓ આદિ સૂક્ષ્મ તંતુઓને મિથ્યા દબાણ કરી નિર્બલ કરી મૂકે છે અર્થાત્ રોગને ઉત્પન્ન કરનાર છે. તેથી મિથ્યા વધેલા મેદની નિવૃત્તિ આરોગ્યરૂપ ફલના સાધનરૂપ પણ છે. આમ છતાં આવા પુરુષો પણ કેટલાંક આસનો તો વાળી શકે છે અને **શ્રીસદ્‌ગુરુ** પરમાત્માની આજ્ઞાનુસાર આસનનું ગ્રહણ પણ કરવાનું હોય છે તેથી **શ્રીસદ્‌ગુરુ** જે આસનનું અનુષ્ઠાન કરવા આજ્ઞા કરે છે તે સંપૂર્ણ વિચારીને જ કરે છે તેથી તે ઉપદિષ્ટ આસન આવા પુરુષોથી વાળી શકાય છે. આરંભમાં કદાચ તેમ કરતાં અડચણ જણાય છે તોપણ અભ્યાસથી તે નિવૃત્ત થાય છે.

આ જ પ્રમાણે વ્યાધિગ્રસ્ત શરીર હોય તો તે પણ આસનની સિદ્ધિમાં પ્રતિબંધ કરનાર છે. આ વ્યાધિની નિવૃત્તિ યોગ્ય ઉપાયોના સેવનથી કરવા સાધકે વિચારવું. ઉપાય કર્યા છતાં પણ જો વ્યાધિ નિવૃત્ત ન જ થાય અર્થાત્ કર્મજન્ય વ્યાધિ છે એમ નિશ્ચય થાય તાત્પર્ય કે યાવજ્જીવન એ વ્યાધિ રહેશે એમ નિશ્ચય થાય તોપણ તેટલાથી નિરુત્સાહ થવા કારણ નથી. કારણ કે એવા સાધકે વાળવાનાં આસનો જૂદાં જ હોય છે અને સર્વજ્ઞ **શ્રીસદ્‌ગુરુ** તેમને તેવાં જ આસનોમાંથી યોગ્ય આસનનો જ ઉપદેશ કરે છે. તેથી તે આસન વાળી શકતાં અડચણ હોતી નથી. આ જ રીતે શરીરની

નિર્બલતામાટે પણ સમજી લેવું.

અતિશય વ્યાયામ શરીરને આપવામાં આવે છે અને પછી જો આસનાનુષ્ઠાનનો પ્રયોગ કરવામાં આવે છે તો વ્યાયામથી શિથિલ થયેલું શરીર આસનની સ્થિરતા થવા દેતું નથી. પ્રત્યેક અવયવ થાકી ગયેલો હોવાથી નિવૃત્તિની અપેક્ષા રાખે છે. આથી એ સાધન નીકળે છે કે અતિશય વ્યાયામ કર્યા પછી તરત આસનનો પ્રયોગ ન કરવો. આ કહેવાનો ભાવ એવો નથી કે વ્યાયામ કર્યા પછી આસનનો પ્રયોગ કરનારને હાનિ થાય છે કારણ કે જેમને આસન વાળી બેસવાનો કંઇક અભ્યાસ થયો હોય છે તેમને તો આસન વાળીને નિવૃત્તિથી બેસવું એ એક પ્રકારે વિશ્રાન્તિ આપનાર છે તેથી એ પ્રયોગથી અવયવોનો શ્રમ દૂર થાય છે. પણ જેમને અભ્યાસ નથી તેમને આસન વાળી બેસવાથી શ્રમ અધિક જણાય છે અને જેમને અભ્યાસ હોય છે તેમને પણ શ્રમવિનાની પૂર્વભાવિની સ્થિતિ હોય અને પછી આસન વાળવામાં આવ્યું હોય ત્યારે જે સ્થિરતા થાય છે તેવી સ્થિરતા અતિશય વ્યાયામપછી થતી નથી એટલું જ માત્ર વિવક્ષિત છે.

વ્યાપારબાહુલ્ય બે પ્રકારનું હોય છે:—શારીરક વ્યાપારનું બાહુલ્ય અને માનસ વ્યાપારનું બાહુલ્ય. આ બેમાં શારીરક વ્યાપારનું બાહુલ્ય વ્યાયામના સદૃશ જ છે તેથી તે માટે પૃથક્ કહેવાની જરૂર નથી. વ્યાયામમાટે કરેલા વિચાર આ પ્રકારના વ્યાપારબાહુલ્યમાટે પણ લાગુ પડી શકે છે.

અહિંસુધી જે પ્રતિબંધોનો વિચાર કર્યો છે ને સર્વ શારીરક પ્રતિબંધો છે. એથી અન્ય પ્રતિબંધો તે માનસ પ્રતિબંધો છે. માનસ વ્યાપારનું બાહુલ્ય તે માનસ પ્રતિબંધરૂપ છે. એ વ્યાપારને શિથિલ કરવો એ જ એ પ્રતિબંધને દૂર કરવાનું સાધન છે. એ શૈથિલ્ય પ્રથમથી કરેલા નાનાવિધ વિચારોવડે અને તેથી સ્થાપેલા નિશ્ચયોથી થાય છે અર્થાત્ નિશ્ચયબલ-હૃદ્બલ એ જ એ પ્રતિબંધને દૂર કરવાનું સાધન છે.

આસનના અનુષ્ઠાનસમયે થોડો સમય થાય છે, એટલે કોઇ કોઇ ભાગમાં શ્રમ જણાય છે. એ શ્રમ દૂર થવા પ્રથમ સાધન અભ્યાસ છે પણ તે સાથે અન્ય સાધન પણ છે. આપણે જોઇએ છીએ કે શરીરના કોઇ પણ ભાગપર કંઇ પણ ક્રિયા થાય છે તે ક્રિયાનું જ્ઞાન અભિમાનીને તરત જ થતું નથી પણ તે ભાગમાં અંત પામતાં જ્ઞાનતંતુમાં કે તંતુઓમાં કોઇ જાતની ક્રિયા થાય છે.

એ ક્રિયા એ જ્ઞાનતંતુના ભાગમાં ક્રમે ક્રમે થતાં અંતે મસ્તિષ્કમાં ક્રિયા થાય છે. એ ક્રિયાથી અંતઃકરણના દ્રવમાં ક્ષોભ થાય છે અને તેથી અંતઃકરણનો વૃત્તિરૂપ પરિણામ થાય છે. એ વૃત્તિ જીવાત્માને જ્ઞાત થાય છે તેથી અમુક સ્થલે અમુક પ્રકારની વ્યથા આદિ થવું એમ અભિમાનીને ભાન થાય છે. આ સર્વ ફેરફારો એટલી ત્વરિત ગતિથી થાય છે કે સાધારણ મનુષ્યોને એમ ભાન થાય છે કે શરીરના અવયવમાં અમુક ક્રિયા થઇ એટલે તરત જ તે જ્ઞાત થાય છે. પણ શારીરક શાસ્ત્રના સિદ્ધાન્તપ્રમાણે એમ નથી જ. આ પ્રક્રિયાથી એ તાત્પર્ય નીકળે છે કે અમુક સમય જતાં કોઇ અવયવમાં વ્યથા થવા જેવું થાય ત્યારે એ વ્યથા ભલે થાય પણ તેનું ભાન અભિમાનીને નહિ થાય તો એ વ્યથા આસનનો ત્યાગ કરાવી શકવા અસમર્થ છે. ત્યાં શરીરઉપર સાધકને સત્તા જામી નથી તેથી અવયવની વ્યથા તો થવાની જ અને તેથી જ્ઞાનતંતુમાં ક્ષોભઆદિ પણ થવાનાં, પણ એ ક્ષોભથી જે અંતઃકરણનો ક્ષોભ થાય છે તે જો અટકાવી શકાય તો પછી અંતઃકરણની વૃત્તિ નહિ સ્ફુરે અને વૃત્તિના અભાવે વેદના નહિ થાય. વેદના નહિ થાય તોપછી આસનનો ત્યાગ નહિ થાય. તેથી એ વેદના થતી અટકાવવી એ તાત્પર્ય ઠરે છે. એ વેદનાનો અટકાવ સાધારણ મનુષ્યો પણ સાવધાનતા રાખે તો કરી શકે એમ છે. આપણે જોઇએ છીએ કે જે વિષયપર આપણું ધ્યાન (અવધાન) જતું નથી તે વિષયનું જ્ઞાન આપણને થતું નથી. આપણે રસ્તે ચાલ્યા જઇએ છીએ ત્યારે અનેક ગૃહો માર્ગમાં આવે છે અને તેપર દૃષ્ટિપાત પણ થતો રહે છે પણ આપણે આપણા વિચારમાં ચાલ્યા જતા હોઇએ છીએ તો તે ગૃહોનું ભાન આપણને થતું નથી. કોઇ વિચારમાં પુરુષ નિમગ્ન થયેલો હોય છે ત્યારે તેને સમીપમાં થઇ ગયેલા મનુષ્યોનું પણ ભાન થતું નથી. ગણિતશાસ્ત્રના સિદ્ધાન્તો સિદ્ધ કરવામાં વ્યાપૃત મન અન્યનો અલક્ષ કરે છે; સંગીતમાં લીન થયેલી વૃત્તિ તે સમગે ઇતર બોધથી રહિત હોય છે. આ આદિ સર્વને જ્ઞાત છે. તેથી એ સર્વ ઉપરથી એ સાધન નીકળે છે કે એ વ્યથાની વેદના ન થવા માટે મનને ઇતર વિષયમાં દૃઢતાથી સ્થાપવું. ત્યાં સાધક આસનનું અનુષ્ઠાન કરે છે તે ધ્યાન વા જપના અંગરૂપે કરે છે તેથી સાધકનો મુખ્ય આશય ધ્યેયમાં તથા જપમાં વૃત્તિને લીન કરવાનો હોય છે તેથી આસનથી પ્રતીત થતી વ્યથાની વેદના દૂર કરવા ગમે તેમાં અંતઃકરણને રોકવું ઉચિત નથી કારણ કે તેમ થવાથી તો એ વેદનારૂપ વૃત્તિનો અભાવ થાય પણ એના જ જેવી

વિરોધી ધ્યેયાતિરિક્ત વૃત્તિનો ઉદય થાય છે; તેથી ધ્યાન તથા જપમાં હાનિ કાયમ રહે છે. તેથી સાધકે તો આસનથી થતી વ્યથાની વેદના ન થવા દેવા માટે તેટલો સમય વિશેષ વેગથી વૃત્તિને પોતાના ઇષ્ટ વિષયરૂપ ધ્યાન તથા જપમાં સ્થાપવી. આમ થવાથી મન ઇતર વિષયમાં વ્યાપૃત થવાથી એ વેદના થતી નથી અને થોડો સમય ગયો એટલે શરીરના તે તે અવયવ જડીભૂતજેવા થઇ જાય છે તેથી પછી વ્યથાનો ઉદય જ થતો નથી. આ રીતે અંતઃકરણને ધ્યેય વિષયમાં વિશેષ વેગથી સ્થાપન કરવું એ પણ એક આસનસિદ્ધિનો ઉપાય છે. આ જ પ્રમાણે પ્રાણાયામ કરનાર સાધક જો પ્રાણાયામની ક્રિયામાં વૃત્તિને સ્થાપે છે તો તેથી પણ આ ફલ થાય છે.

અહિં સુધી લૌકિક ઉપાયોનું ચિંતન આપણે કર્યું. આર્ય શાસ્ત્રોમાં ઘણે ભાગે લૌકિક (માનુષ) અને અલૌકિક (દિવ્ય) એમ બે ઉપાયોનું પ્રતિપાદન આવે છે. જ્યાં માનુષ સામર્થ્યનો અવધિ આવી જાય છે અર્થાત્ માનુષ સામર્થ્યથી ઇષ્ટાર્થની સિદ્ધિ થતી નથી ત્યાં દેવસાહાય્યથી કાર્ય થઇ શકે છે, કારણ કે મનુષ્યસામર્થ્યકરતાં દેવ સામર્થ્ય અધિક હોય છે. કેટલાક શારીરક રોગો એવા હોય છે, કે તે ઔષધોપચારથી મટતા નથી. એવા રોગોની નિવૃત્તિમાટે દેવવિષયક ઉપાસના, હોમ, જપ આદિ સાધનોનું તે તે વિષયને રૂડે પ્રકારે જાણનાર ઋષિમુનિઓએ પ્રતિપાદન કર્યું છે અને તે તે ઉપાયનું વિધાન કહેલા પ્રકારે અનુષ્ઠાન કર્યાથી તે તે રોગની નિવૃત્તિ થયેલી ઇતિહાસપુરાણાદિથી પ્રસિદ્ધ છે. પ્રસ્તુત વિષયમાં પણ માનુષ ઉપાયોથી આસનની સિદ્ધિ **શ્રીસદ્‌ગુરુકૃપાવડે** પ્રાયશઃ થાય છે પણ અવિનાભાવે આસનની સિદ્ધિ દેવસાહાય્યથી થઇ શકે છે. એ માટે શાસ્ત્રકારે " અનંતસમાપત્તિ " રૂપ ઉપાયનું પ્રતિપાદન કર્યું છે. અનંત એટલે શેષ ભગવાન્, તેમની સાથે અભેદભાવે સ્થિતિ થવી અર્થાત્ તેમનામાં ચિત્તની અત્યંત સ્થિરતા થઇ જવી એ અનંતસમાપત્તિ છે. એપ્રમાણે સમાપત્તિ થવાથી ધ્યેયના ધર્મોની ધ્યાતામાં સંક્રાન્તિ થાય છે એ નિયમથી તથા શેષ ભગવાનના અનુગ્રહવડે એ સાધકને આસનની સિદ્ધિ નિયમે કરીને થાય છે. **શ્રીયોગશાસ્ત્રકાર** જણાવે છે કે **प्रयत्नशैथिल्यानन्तसमापत्तिभ्याम्** પ્રયત્નની શિથિલતા કરવાથી અને અનંત સમાપત્તિથી—એ બે ઉપાયથી આસનસિદ્ધિ પ્રાપ્ત કરી શકાય છે. તેથી સાધકે અનુકૂલતાપ્રમાણે એક વા અધિક ઉપાયોનું **શ્રીસદ્‌ગુરુની આજ્ઞાનુસાર** અનુષ્ઠાન કરી આસનસિદ્ધિને પ્રાપ્ત કરવી.

**પ્રશ્ન ૨:**—મર્યાદાવાળા શરીરમાં મર્યાદાવાળી શક્તિઓયુક્ત પ્રતીત થતાં સદ્‌ગુરુને પરમાત્મા કેવી રીતે કહી શકાય?

**ઉત્તર:**—આ પ્રશ્ન ઘણાને થવો સંભવે છે કારણ કે લોકોમાં શબ્દોનો પ્રયોગ યોગ્ય વિચારપૂર્વક જ સર્વત્ર થતો નથી તેમ જ એક જ શબ્દથી શ્રદ્ધાને લીધે (અજ્ઞાનને લીધે) ભિન્ન ભિન્ન સ્વભાવધર્મવાળી વ્યક્તિઓનું લોકો ગ્રહણ કરે છે. તોપણ વિવેકશીલ મનુષ્યોને આ પ્રશ્ન વા શંકા કેવલ હાસ્યાસ્પદ અર્થાત્ અયોગ્ય જ ભાસે એમ છે. આ વિષયની ચર્ચામાં ઉતરતાપૂર્વે કેટલાક પ્રતિપ્રશ્ન કરી શંકાકારનો ભાવ સ્પષ્ટ કરવો ઉચિત છે અર્થાત્ શંકાનો વિષય નિર્ણીત કરવો ઘટે છે. ત્યાં પ્રથમ શબ્દો કે જેનો અર્થ અસ્પષ્ટ રહેવાથી શંકાનો નિર્ણય થાય એમ નથી તે શબ્દો સદ્‌ગુરુ અને પરમાત્મા છે. શંકાકારને પૂછવું જોઇએ કે એ બે શબ્દોથી કયો અર્થ વિવક્ષિત છે? ત્યાં સદ્‌ગુરુ અને ગુરુ એ પદોના અર્થ ભિન્ન ભિન્ન છે એ સર્વ સ્વીકારે છે. લૌકિક વિદ્યાઓ અને સ્વર્ગાદિ ઉત્તમ લોકની પ્રાપ્તિ કરાવનાર વિદ્યાઓ જેમના તરફથી પ્રાપ્ત થાય છે તેમને લોકો ઘણે ભાગે ગુરુ શબ્દથી ઓળખે છે, અને એ વિદ્યાઓની સાથે અથવા એ વિદ્યાઓવિના પણ મોક્ષ આપનારી બ્રહ્મવિદ્યાનો ઉપદેશ જે કરે છે અને એ બ્રહ્મવિદ્યાનાં સાધનોનું જે જ્ઞાન આપે છે, એ સાધનોનું યોગ્ય પ્રકારે અધિકારપરત્વે જે મહાત્મા અનુષ્ઠાન કરાવે છે, એ સાધનો સાધવામાં આવતાં વિઘ્નોને જાણીને જેઓ તેને દૂર કરવાના ઉપાયોને ઉપદેશે છે અને પરિણામે શિષ્યોને બ્રહ્મપ્રાપ્તિ કરાવે છે તે વિરલ મહાત્મા પુરુષ સદ્‌ગુરુશબ્દથી ઓળખાય છે. આ સર્વ અર્થની સિદ્ધિ કરાવવામાટે એ તો સ્પષ્ટ જ છે કે આ મહાત્મા પુરુષને કેવલ શબ્દજ્ઞાન જ હોય એમ નથી કારણ કે કેવલ શબ્દજ્ઞાનવાળા પુરુષ આમાંથી કોઇપણ અર્થને સિદ્ધ કરાવી શકે એમ નથી. હાલ સ્થલે સ્થલે ઉપલબ્ધ થતા સદ્‌ગુરુવેષધારી પુરુષોથી આ કથન સંપૂર્ણ અંશે સમર્થિત થાય છે તેથી એનાં સમર્થનની વિશેષ અગત્ય રહેતી નથી. યથાર્થ સદ્‌ગુરુપુરુષમાટે જ શાસ્ત્રો વર્ણે છે કે એમનાં ચરણોદકમાં સંપૂર્ણ તીર્થ આવી નિવાસ કરી રહ્યાં છે અને એક ક્ષણ પણ જે પુરુષને પોતાના અપાર અનેક જન્મમાં ઉપાર્જન કરેલાં સુકૃતોવડે શ્રીસદ્‌ગુરુના ચરણસમીપ રહેવાનો સુયોગ પ્રાપ્ત થાય છે તેણે સંપૂર્ણ તીર્થયાત્રા કરી છે, અનેક દાનો આપ્યાં છે ઇત્યાદિ. તાત્પર્ય કે સદ્‌ગુરુપદને યોગ્ય મહાપુરુષ એવા છે કે જેમના સામીપ્યનું ફલ પણ અનંત અને અપાર છે.

એક સ્થલે એવું પણ કહ્યું છે કે **સદ્ગુરુમહાત્મા** એવા પુરુષ છે કે એમને માટે દૃષ્ટાન્ત પણ વિશ્વમાં શોધ્યું જડે એમ નથી. કારણ કે લૌકિક ગુરુના હાથનીચે શિક્ષણ પામેલો શિષ્ય તે ગુરુની પંક્તિથી કંઇપણ નીચો રહે છે પણ **શ્રીસદ્ગુરુ**નો ઉપાસક તો પોતે **સદ્ગુરુ**-રૂપ જ થાય છે. આ અંશમાં દૃષ્ટાન્ત શોધતાં શોધતાં માત્ર જડે તો પારસમણિ છે કે જે લોહને પણ સુવર્ણ કરે છે. **શ્રીસદ્ગુરુ** પણ અજ્ઞાન અને પરતંત્રતા ભોગવતા જીવોનું જીવત્વ ટાળી તેમને સર્વજ્ઞ અને સ્વતંત્ર કરે છે. તોપણ પારસમણિ પણ યથાર્થ દૃષ્ટાન્ત થઇ શકે એમ નથી કારણ કે પારસમણિ લોહનું સુવર્ણ કરે છે પણ તે સુવર્ણમાં એવું સામર્થ્ય આપતું નથી કે તે સુવર્ણ અન્ય લોહને સુવર્ણરૂપ કરે અર્થાત્ પારસમણિ લોહનું સુવર્ણ કરે છે પણ પારસમણિરૂપ કરતો નથી અને **શ્રીસદ્ગુરુ** તો શિષ્યનું શિષ્યત્વ ટાળી તેને **સદ્ગુરુ**રૂપ જ કરે છે. અન્યત્ર એવું પણ વર્ણન કરવામાં આવ્યું છે કે જેમ સાધક પુરુષ પરમેશ્વરની ભક્તિ કરે છે તો તેને વેદવેદાન્તનું રહસ્ય યથાર્થ સમજાય છે અને તેમાં કરેલા સિદ્ધાન્તો દૃઢ થાય તે જ પ્રમાણે અને તેથી વિશેષ સરલપણે **શ્રીસદ્ગુરુ**ના ભક્તને એ સિદ્ધાન્તો દૃઢ થઇ જાય છે. સંક્ષેપમાં એ જ કે શાસ્ત્રવિમુખ માણસો ગમે તેમ સમજતા હોય તોપણ શાસ્ત્રજ્ઞ પુરુષો **શ્રીસદ્ગુરુ**નું માહાત્મ્ય સર્વથી અધિક વર્ણન કરે છે. તેથી એ સિદ્ધ થાય છે કે **સદ્ગુરુ**પદવડે બ્રહ્મતત્ત્વને અપરોક્ષ અનુભવનાર જીવન્મુક્ત પુરુષનું જ ગ્રહણ શાસ્ત્રકારો કરે છે. આ પ્રકારના **સદ્ગુરુ**પદની પ્રાપ્તિ બે રીતે થાય છેઃ ( ૧ ) સાધનના અભ્યાસથી અને ( ૨ ) સ્વતઃસિદ્ધ એ હોય છે. જે પુરુષો એક વખત યથાર્થ જીવત્વનો અનુભવ કરનાર હોય છે અને જેમણે ક્રમે ક્રમે સાધનોના અનુષ્ઠાનથી કર્મના નિયમપ્રમાણે જીવત્વનો હ્રાસ કરી જીવન્મુક્તિ પ્રાપ્ત કરી છે તે પુરુષો સાધનના અભ્યાસથી જીવન્મુક્ત થયેલા ગણાય છે. અને જે પુરુષોને જન્મ થતાં જ જીવન્મુક્તિ પ્રાપ્ત હોય છે અને તે જીવન્મુક્તિના હેતુરૂપે કોઇ પણ સાધનનું અનુષ્ઠાન કારણરૂપ નથી તે પુરુષો સ્વતઃસિદ્ધ જીવન્મુક્ત છે. સાધારણ સર્વ મનુષ્યો જેઓ મુક્તત્વને પામે છે તે પ્રથમ પ્રકારમાં આવે છે અને બીજા પ્રકારમાં તો **શ્રીરામ**, **શ્રીકૃષ્ણા**દિ લીલાતનુઓનો સમાવેશ થાય છે. ખરું જોતાં તો આ લીલાતનુઓમાં જીવન્મુક્ત શબ્દનો પ્રયોગ કરવો એ પણ વિશેષ ઉચિત નથી કારણ કે એ તનુઓમાં વિહાર કરનાર વ્યક્તિ સદા સર્વદા મુક્ત જ છે, છતાં હાલ સદ્ગુરુ શબ્દ અને

જીવન્મુક્ત શબ્દ પર્યાયરૂપ ગણી એ પ્રયોગ કર્યો છે. આ બે પ્રકારમાં જે પ્રથમ પ્રકારના જીવન્મુક્ત છે તેના બે વિભાગ પાડી શકાય છેઃ (૧) જેઓ યોગમાર્ગે પ્રવૃત્ત થઇ એ દશાને પ્રાપ્ત થયા છે. અને (૨) જેઓ અન્ય માર્ગે પ્રવૃત્ત થઇ એ દશાને પ્રાપ્ત થયા છે. તેથી બધું મળીને ત્રણ પ્રકાર થયા. અહિં કહેવું જોઇએ કે જે જે જીવન્મુક્ત હોય છે તે સર્વ સદ્‌ગુરુ હોય છે એ નિયમ નથી પણ જે જે સદ્‌ગુરુ હોય છે તે સર્વ જીવન્મુક્ત હોય છે એ વાત સાચી છે.

હવે પરમાત્મા શબ્દના અર્થો વિચારીએ. ત્યાં મુખ્યત્વે તો બે જ અર્થમાં એ શબ્દનો પ્રયોગ થાય છે. કાં તો નિર્ગુણ બ્રહ્મનું સૂચન એ શબ્દ કરે છે અને કાંતો સગુણ બ્રહ્મનું. એ બેમાં નિર્ગુણ બ્રહ્મ પોતે સત્, ચિત્ અને આનંદરૂપ જ છે અને સગુણ બ્રહ્મ વસ્તુતઃ એ પ્રકારના જ છે છતાં વિદ્યાત્મિકા માયારૂપ ઉપાધિવશાત્ સર્વજ્ઞ, સર્વશક્તિમાન્ આદિ પણ છે. આ બે વિના અન્ય અર્થમાં પરમાત્મા શબ્દનો પ્રયોગ પ્રધાનપણે થતો નથી અને શંકાકારના લક્ષમાં પણ આ બેમાંથી જ કોઇ અર્થ છે એ માનવું શંકાનું સ્વરૂપ જોતાં વિશેષ ઉચિત છે.

આ બે પદના અર્થ આમ સ્ફુટ થયા એટલે હવે શંકાનું સ્વરૂપ વિચારવું સરલ છે. ત્યાં શંકાકારને પૂછવું જોઇએ કે એ શંકાનો શો ભાવ છે? ત્યાં વિચારતાં આપ્રમાણે ભાવો હોવા સંભવે છેઃ—

( ૧ ) સદ્‌ગુરુનું શરીર મર્યાદાવાળું હોય છે તેથી તેઓ પરમાત્મા હોઇ શકે નહિ.

( ૨ ) સદ્‌ગુરુ મર્યાદાવાળી શક્તિઓ પ્રતીત કરાવે છે તેથી પરમાત્મા હોઇ શકે નહિ.

( ૩ ) સદ્‌ગુરુનું શરીર મર્યાદાવાળું છે તથા પ્રતીત થતી શક્તિઓ મર્યાદાવાળી દેખાઇ છે તેથી પરમાત્મા હોઇ શકે નહિ.

આપ્રમાણે ત્રણ રીતે આક્ષેપ કરનારી શંકા હોય એમ દેખાય છે. પણ એ ત્રણેમાંથી કોઇ પણ આક્ષેપ ઉચિત નથી. કારણ કે સદ્‌ગુરુ શબ્દના મુખ્ય અર્થમાં ત્રણ પ્રકાર કહ્યા છે અને ચતુર્થ પ્રકાર ગણીએ તો માત્ર વેષધારી સદ્‌ગુરુઓનું ગ્રહણ થાય, અને પરમાત્મા શબ્દના બે અર્થ કહ્યા છે. ત્યાં પરમાત્મા શબ્દનો નિર્ગુણ બ્રહ્મ અર્થ લઇએ તો એ અર્થમાં તો પ્રાણી અને પદાર્થમાત્ર પરમાત્માથી અનન્ય જ છે કારણ કે પ્રત્યેક પદાર્થમાં મિથ્યા પ્રતીત થનાર માયાનાં નામ અને રૂપ એ બે અંશો બાદ કરીએ તો સર્વ જ પરમાત્મારૂપ જ છે. તેથી એ અર્થમાં પરમાત્મા કેવી

રીતે કહેવાય એ શંકા જ રહેતી નથી. હવે જો બીજો અર્થ પરમાત્મા શબ્દનો લઇએ તો શંકાનું રૂપ એ થયું કે સદ્‌ગુરુ મર્યાદાવાળા શરીરમાં મર્યાદાયુક્ત શક્તિઓવાળા પ્રતીત થાય છે તો તેમને સર્વજ્ઞ, સર્વશક્તિમાન્ ઈશ્વરરૂપ કેવી રીતે ગણાય ? આ શંકા પણ અયોગ્ય જ છે કારણ કે ચતુર્થ પ્રકારના સદ્‌ગુરુમાટે જો એ આક્ષેપ કરાતો હોય તો તે ઇષ્ટાપત્તિરૂપ હોવાથી દોષરૂપ નથી અર્થાત્ સર્વ સુજ્ઞનું માનવું એ જ છે કે માત્ર સદ્‌ગુરુવેષધારી પુરુષો ઈશ્વરરૂપ ગણાતા નથી જ અને પ્રથમ કહેલા ત્રણ પ્રકારના સદ્‌ગુરુમાટે એ આક્ષેપ અત્યંત અસમીચીન છે. પ્રથમ જે હેતુવત્ દેખાતું કારણ બતાવ્યું કે સદ્‌ગુરુનું શરીર મર્યાદાવાળું રહ્યું તેથી પરમાત્મા નહિ કહેવાય એ અયોગ્ય છે કારણ કે જે રૂપમાં પ્રતીતિ થાય છે તે રૂપમાં વ્યષ્ટિ અને સમષ્ટિ એટલો ભેદ તો છે જ; પણ એટલા ભેદને લીધે શબ્દના પ્રવૃત્તિનિમિત્તમાં ભેદ થતો નથી. સમષ્ટિરૂપે પરમાત્મા સર્વત્ર વ્યાપી રહેલા છે છતાં એમનું જ જે દિવ્ય લીલાતનુ સર્ગારંભે અને પ્રલયસમયે આવિર્ભાવને પામે છે તે દિવ્ય લીલાતનુમાં વિહાર કરનાર વ્યક્તિને કોણ સુજ્ઞ પરમાત્મા નથી કહેતું ? એ દિવ્ય લીલાતનુ મર્યાદાવાળું જ છે, છતાં તદન્તર્ગત સત્તા સર્વજ્ઞ અને સર્વશક્તિમાન્ હોવાથી એ પરમાત્મા જ ગણાય છે. તેથી જે પરમાત્મા હોય તેમનું શરીર અમર્યાદ હોવું જોઇએ એવો નિયમ નથી તેથી આ કારણ આભાસરૂપ છે. એટલું જ નહિ પણ એવો નિયમ જો લઇએ તો પરમાત્મા એવો કોઇ પદાર્થ જ રહેશે નહિ. કારણ કે સમષ્ટિરૂપે રહેલા ઈશ્વરને લઇએ તો તેમનું સ્થૂલ શરીર તે જગત્ છે એ જગત્ ક્યાં અમર્યાદ છે ? જ્યાં જ્યાં પ્રકૃતિદ્રવ્યની સ્થિતિ છે ત્યાં સર્વત્ર જગતની સ્થિતિ છે પણ જ્યાં પ્રકૃતિની સ્થિતિ નથી ત્યાં જગતનો ગંધ પણ નથી. પ્રકૃતિદ્રવ્યની સ્થિતિ માયાના પ્રદેશમાં જ છે અને માયા બ્રહ્મતત્ત્વના એક દેશમાં જ છે. તેથી માયા મર્યાદાવાળી છે માટે પ્રકૃતિ મર્યાદાવાળી છે, પ્રકૃતિ મર્યાદાવાળી છે માટે જગત્ મર્યાદાવાળુ છે અને જગત્ મર્યાદાવાળું છે માટે સમષ્ટિ ઈશ્વરનું સ્થૂલ તનુ પણ મર્યાદાવાળું છે. આમ હોવાથી મર્યાદાવાળા શરીરવાળાને પરમાત્મા સંજ્ઞા ન આપવી એવો નિયમ નીકળતો નથી પણ એથી ઉલટું મર્યાદાવાળા શરીરવાળાને જ પરમાત્મા સંજ્ઞા અપાય છે એ સિદ્ધ થાય છે. તેથી આ નિયમથી આ આક્ષેપ કેવલ ભ્રાંતિરૂપ જ દેખાય છે.

અહિં એ કહેવું કે ભલે આવી રીતે સદ્‌ગુરુનું શરીર અને

સમષ્ટિ ઈશ્વરનું શરીર બંને મર્યાદાવાળાં હોય પણ સમષ્ટિ ઈશ્વરના શરીરની મર્યાદા મોટી છે અને સદ્ગુરુના શરીરની મર્યાદા નાની છે તેથી સદ્ગુરુને પરમાત્મા સંજ્ઞા ન અપાય—આ પણ હાસ્યજનક છે કારણ કે મોટા શરીરમાં રહી વિહાર કરનારને પરમાત્મા સંજ્ઞા આપવી અને નાના શરીરમાં રહી વિહાર કરનારને નહિ આપવી એમ કહેવામાં કંઇ પણ નિયામક નથી. સમષ્ટિ ઈશ્વર પોતે જ સર્વશક્તિમાન્ રહ્યા તેથી સર્વશક્તિવશાત્ જ પોતે નાનું શરીર ધારણ કરી તેમાં ઈશવ્યવહારની પ્રવૃત્તિ કરે તો તેટલાથી શું તે ઈશ્વર મટી જાય છે? નહિ જ. એથી ઉલટું શાસ્ત્રપુરાણાદિમાં એવા શરીરમાં રહી વિહાર કરનાર સત્તાને ઈશ્વરરૂપ જ સ્વીકાર્યા છે એ શ્રીકૃષ્ણ, રામ આદિ અવતારના અંગીકારથી સ્પષ્ટ સિદ્ધ થાય છે. શું શ્રીરામચંદ્રનું કે શ્રીકૃષ્ણનું શરીર આખા જગત્માં વ્યાપી રહેલું પ્રતીત થતું હતું? નહિ જ. તો જેમ એ આદિ શરીરો નાની મર્યાદાવાળાં હોવા છતાં એમાં રહી વિહાર કરનાર સત્તાને ઈશ્વર સંજ્ઞાનો કે પરમાત્મા સંજ્ઞાનો આરોપ થતો હતો અને થાય છે તે જ પ્રમાણે ઇતર શરીરોમાં રહી વિહાર કરનાર સત્તાને માત્ર તે શરીરો નાની મર્યાદાવાળાં છે માટે જ ઈશસંજ્ઞાનો આરોપ ન કરવાનો આગ્રહ કરવો એ અયુક્ત છે.

જો કોઈ એમ ધારે કે શ્રીરામચંદ્રજી, શ્રીકૃષ્ણ આદિનાં શરીરો નાનાં પ્રતીત થતાં હતાં પણ ખરૂં જોતાં કારણરૂપે તો તે સમષ્ટિ ઈશ્વરના શરીરજેટલાં જ હતાં તો એ કથન શ્રીસદ્ગુરુ સંજ્ઞાને યોગ્ય પુરુષોમાં પણ એક સરખીરીતે લાગુ પડે છે. એ પુરુષોનાં શરીરો દેખાતાં અલ્પ મર્યાદાવાળાં પ્રતીત થાય છે અને એ શરીરો પણ કારણરૂપે સમષ્ટિશરીરજેવડાં જ મહાન્ હોય છે. તેથી આવો ભેદ કાઢવા પ્રયત્ન કરવો એ અનુચિત છે.

વળી હાલ એમ પણ સ્વીકારીએ કે સદ્ગુરુશ્રીનું તનુ નાનું હોય છે અને સમષ્ટિ ઈશ્વરનું તનુ મોટું હોય છે તોપણ એટલા ઉપરથી પરમાત્મા શબ્દનો આરોપ ન કરવો એ કેવી રીતે સિદ્ધ થઇ શકે? શરીરના કદને અને જ્ઞાનને તથા શકિતને સંબંધ ઓછો છે, જેમ જેમ શરીર મોટું તેમ તેમ જ્ઞાન અધિક અને શકિતઓ અધિક એવો નિયમ દેખાતો નથી. હસ્તિનું શરીર તથા મહામત્સ્યનું શરીર મનુષ્યશરીરકરતાં ઘણું મોટું હોય છે છતાં હસ્તિકરતાં અનેક ગુણ અધિક જ્ઞાન મનુષ્યશરીરમાં રહેલા અભિમાનીને છે. તે જ પ્રમાણે મહામત્સ્યકરતાં પણ અનેક ગુણ અધિક જ્ઞાન મનુષ્યને છે. તેમ જ

મનુષ્યની શક્તિઓ પણ એ બે કરતાં અધિક છે; અને એ જ કારણથી મનુષ્ય એ બંનેપર વિજયી થઇ રહે છે. અંગબલરૂપ શક્તિ પણ શરીરના કદઉપર આધાર રાખે છે એમ નથી. વાઘ અને વરૂનાં શરીરો હસ્તિના શરીરકરતાં કદમાં નાનાં છે છતાં અંગબલ ન્યૂન છે એ અસિદ્ધ છે. તેથી સર્વ રીતે જોતાં શરીરના કદઉપર જ્ઞાન કે શક્તિની ન્યૂનાધિકતા થાય છે એ નિયમ ખોટો ઠરે છે. આમ હોવાથી સદ્‌ગુરુનું શરીર મર્યાદાવાળું છે તેથી તેમની શક્તિ વા જ્ઞાન ઈશ્વરના કરતાં ઓછાં છે એ સિદ્ધ થઇ શકતું નથી. જ્ઞાન અને શક્તિનો આધાર અભિમાનીસાથે સંલગ્ન થયેલી પુર્યષ્ટકની જાતિઉપર હોય છે. જ્યારે જ્યારે શુદ્ધસત્ત્વામાયાનું દ્રવ્ય અભિમાનીને પ્રાપ્ત થાય છે ત્યારે ત્યારે તે દ્રવ્ય જો સાત્ત્વિક હોય છે તો સાત્ત્વિક બલ અમર્યાદરૂપે પ્રાપ્ત થાય છે અર્થાત્ સત્ત્વનું કાર્ય જ્ઞાન હોવાથી જ્ઞાન અમર્યાદ થાય છે અને સાત્ત્વિકી શક્તિઓ પણ અમર્યાદ થાય છે. તે દ્રવ્ય જો રાજસ હોય છે તો રાજસ શક્તિઓ અમર્યાદ થાય છે અને તામસ હોય છે તો તામસ શક્તિઓ અમર્યાદ થાય છે. એ દ્રવ્ય જો મલિન સત્ત્વવાળું હોય છે તો જ્ઞાન, ઐશ્વર્ય આદિ સર્વ મર્યાદાવાળાં થઇ રહે છે. તેથી સર્વજ્ઞતા અને સર્વશક્તિમત્ત્વનો આધાર સ્થૂલ શરીરના કદપર નથી પણ આ દ્રવ્યની જાતિ તથા પ્રમાણપર હોય છે તેથી મર્યાદાવાળું શરીર થયું એટલે તેમાં જ્ઞાન તથા ઐશ્વર્ય ઓછાં છે એમ માની મર્યાદાવાળા શરીરમાં સદ્‌ગુરુ વિહાર કરે છે માટે તેમને પરમાત્મા શબ્દનો આરોપ ન જ કરવામાં આવવો જોઇએ એ પ્રકારે માનવું અથવા કહેવું એ કેવલ ભૂલ ભરેલું છે. એથી ઉલટું જે જે અવતારો થયા છે તે સર્વમાં શરીર નાનું છતાં અર્થાત્ ઇતર વર્ગના જેવડુ છતાં સર્વ સુજ્ઞ પુરુષોએ તે શરીરમાં રહી વિહાર કરનાર સત્તાને પરમાત્મા શબ્દનો પ્રયોગ કર્યો જ છે. તેથી આ રીતનો આ આક્ષેપ કેવલ ભ્રાંતિ અને અવિચારમૂલક જ છે એ સ્પષ્ટ સિદ્ધ થાય છે.

આ જ પ્રમાણે બીજું કારણ લઇ તપાસીએ તો તે પણ આ પ્રથમના કરતાં અધિક બલવાળું નથી એ સ્પષ્ટ સમજાશે. કારણ કે મર્યાદાવાળી શક્તિઓ શ્રીસદ્‌ગુરુમાં પ્રતીત થાય છે એનો અર્થ શો છે તે પૂછવું જોઇએ. શું એવો ભાવ છે કે ઇતર સામાન્ય પુરુષની જે શક્તિઓ તેટલી જ શક્તિઓ જીવન્મુક્ત પુરુષમાં પ્રતીત થાય છે. ? જો એવો ભાવ હોય તો તે અસત્ય છે. કારણ કે જે ત્રણ પ્રકારના મહાત્મા પુરુષો અત્ર શ્રીસદ્‌ગુરુપદને યોગ્ય ગણી

લીધા છે તે પ્રાણીમાં પ્રાકૃત મનુષ્યકરતાં અનેક ગુણ અધિક શક્તિ-ઓની પ્રતીતિ સર્વ સુજ્ઞને થાય છે. જો એવો ભાવ હોય કે એ પુરુષો નવીન સૃષ્ટિને ઉત્પન્ન કરવા અસમર્થ હોય છે અર્થાત્ ઈશ્વ-રમાં સર્જનરૂપ વ્યાપાર હોય છે અને તે આ પુરુષોમાં હોતો નથી તો તે પણ અયોગ્ય છે, કારણ કે સૃષ્ટિ કરવાનું સામર્થ્ય નથી એ વાત જ અસિદ્ધ છે. જે પુરુષો જીવન્મુક્ત થાય છે તેમણે તથા જે લીલાતનુ હોય છે તેમણે પ્રકૃતિનો જય કરેલો હોય છે તેથી આખી પ્રકૃતિને પોતાની ઇચ્છાનુસાર પરિણામ પમાડી શકવાનું સામર્થ્ય સાધનસિદ્ધિથી જીવન્મુક્તિદશાના સંધિમાં જ પ્રાપ્ત થાય છે તેથી સર્જ-નરૂપ ક્રિયાનું સામર્થ્ય હોય છે એ નિર્વિવાદ છે. એ સામર્થ્યનો ઉપયોગ કરવો કે નહિ એ તે મહાત્મા પુરુષની ઇચ્છાઉપર આધાર રાખે છે; એનો ઉપયોગ થઇ શકવા સૃષ્ટિનિયમથી અવકાશ છે કે નહિ એ સૃષ્ટિસ્વભાવપર આધાર રાખે છે. અને આ પ્રકારની અપેક્ષા વા આધાર તો સર્વકર્મફલપ્રદાતા **શ્રીસ**મષ્ટિ ઈશ્વર પણ રાખે છે. **શ્રીઈશ્વર** પણ જે સૃષ્ટિ કરે છે તે પ્રાણિઓનાં કર્મોની અપેક્ષા રાખીને જ કરે છે; દુર્ગુણી અને દુરાચારીને ઈશ્વર પણ સુખભાક્ કરતા નથી તેનું કારણ એ જ છે કે પ્રકૃતિના સ્વભાવ તથા નિયમપ્રમાણે તેમ થઇ શકે એમ નથી. તાત્પર્ય આમ યત્કિંચિત્ મર્યાદાવાળાપણું તો **શ્રીઈશ્વર**ની શક્તિમાં પણ હોય છે, તોપછી **સદ્**ગુરુની શક્તિમાં પ્રતીત થાય તો તેટલાથી એ એમાં ભેદ કેમ ગણાય ? આ સ્થલે કહેવું જોઇએ કે મર્યાદાવાળી શક્તિઓની પ્રતીતિ **સદ્**ગુરુ કરાવે છે માટે તેમનામાં તેથી વધારે સામર્થ્ય નથી જ એ પ્રકારનું અનુમાન કરવું એ કેવલ અસદનુમાન જ છે કારણ કે **શ્રીસદ્**ગુરુની પ્રવૃત્તિના બે નિયમો હોય છેઃ (૧) પ્રારબ્ધસંસ્કાર શેષ રહેલા હોય છે તેની પ્રેરણાથી કેટલીક પ્રવૃત્તિ થાય છે અને (૧) **શ્રીસ**મષ્ટિ **પ**રમાત્મા તેમના દ્વારા અધિકારીઓને નાના વિધ ફલ અપાવે છે તથા મોક્ષમાર્ગે લગાડે છે. એ બે પ્રકાર જીવન્મુક્ત પુરુષોની પ્રવૃત્તિના હોય છે અને જે લીલાતનુઓ હોય છે તેમની પ્રવૃત્તિ થવામાં તો સંકેતમાત્ર જ કારણ હોય છે અર્થાત્ જે સંકેતવશાત્ એ લીલાતનુનું નિર્માણ **શ્રીપ**રમા-ત્માએ કર્યું છે તથા જે સંકેતવશાત્ પોતે પોતાના અંશ વા કલાની એ નિર્મિત શરીરમાં સંક્રાંતિ કરી છે તે સંકેત જ એ તનુની સર્વ પ્રવૃત્તિ કરાવે છે. આમ હોવાથી અસાંકેતિક **શ્રીસદ્**ગુરુના તનુમાં જેવા અધિકારી તેવી શક્તિઓનો આવિર્ભાવ તેમને જણાવાનો તેથી કોઇ મનુષ્યને ઇતર મનુષ્યવત્ છેક મર્યાદિત શક્તિઓની પ્રતીતિ થઇ

તો તેટલા ઉપરથી એ તનુમાં રહેલી સત્તામાં એટલી જ શક્તિઓ છે એ અનુમાન ખોટું છે. એ માટે તો એ મનુષ્યે પોતાના અધિકારની નિંદા કરવી જોઇએ અને પોતે એ મહાત્મા પુરુષોનું અલૌકિક સામર્થ્ય અનુભવવા અસમર્થ થયો તેટલા માટે સાધનસંપત્તિ પ્રાપ્ત કરી એ અધિકારની વૃદ્ધિ કરવા ઉચિત ધારવું જોઇએ. લીલાતનુશ્રીમાં કોને કેટલી શક્તિ પ્રતીત થવાની છે એ સંકેતઉપર જ આધાર રાખે છે તેથી એમાં તો સ્પષ્ટ રીતે જ મર્યાદાવાળી શક્તિઓની પ્રતીતિપરથી સંકેતભિન્ન કોઇ પણ અનુમાન થઇ શકતું નથી. તેમ એ તનુશ્રીમાં વિહાર કરનાર શ્રીઈશ્વરસત્તા છે એ તો એ તનુના સ્વરૂપથી જ સિદ્ધ છે તેથી મર્યાદાવાળી શક્તિઓની પ્રતીતિથી ઈશ્વરત્વના અભાવની સિદ્ધિ આ તનુમાં થતી નથી. કારણ કે તેમ કરવા છતાં એ અનુમાન બાધિત જ ઠરે છે તેથી ઉદય જ પામી શકતું નથી. તેથી સર્વ રીતે જોતાં મર્યાદાવાળી શક્તિઓની પ્રતીતિ એ ઈશ્વરત્વના અભાવને સિદ્ધ કરે એમ નથી તેથી આટલા ઉપરથી પરમાત્મા શબ્દનો આરોપ ન થાય એ માનવું ભૂલભરેલું છે.

આપ્રમાણે આ બંને કારણો અસિદ્ધ થયાં તેથી એ બંનેને આશ્રયે ઉદય પામતી તૃતીય કોટિ પણ અસિદ્ધ છે અર્થાત્ સદ્‌ગુરુનું શરીર મર્યાદાવાળુ છે તથા પ્રતીત થતી શક્તિઓ મર્યાદાવાળી જણાઈ છે તેથી એ સદ્‌ગુરુ પરમાત્મા નથી એ માનવું વા કહેવું ભૂલ ભરેલું છે. આ ત્રણવિના અન્ય કોટિનો ઉદય શંકાથી થતો નથી તેથી સર્વ રીતે કરેલો આક્ષેપ મિથ્યા જ સિદ્ધ થાય છે.

અહિં એ શંકા થશે કે જ્યારે શરીરમાં ઇતર મનુષ્યથી વિલક્ષણતા નહિ હોય અને પ્રતીત થતી શક્તિઓમાં વિલક્ષણતા નહિ હોય ત્યારે તો સદ્‌ગુરુ તથા ઇતર પ્રાકૃત મનુષ્યો સમાન જ થયા અને એમ હોય તો સર્વને પરમાત્માપદના આરોપનો અધિકાર થયો. આ એક સંશય પ્રાપ્ત થાય છે. તે સાથે સદ્‌ગુરુને પરમાત્મા કહેવામાં આવે છે તેનો પ્રકાર કયો એ પણ જિજ્ઞાસાનો ઉદય થવો સંભવે છે. એ બંનેની નિવૃત્તિ વિવેકીને સરલ છે. સંશયમાં કહ્યાપ્રમાણે સર્વનો સ્વીકાર કરીએ તોપણ અંતઃકરણ ઉપાધિ અને ખરૂં જોતાં પુર્યષ્ટકમાં મહાન્ ભેદ છે. સદ્‌ગુરુપદને યોગ્ય મહાપુરુષના પુર્યષ્ટકમાં અને ઇતર પુરુષના પુર્યષ્ટકમાં મહા વૈલક્ષણ્ય હોય છે. પ્રથમ તો એ પુર્યષ્ટકના અભિમાનીમાં જ ભેદ છે. ઇતર પુરુષોમાં અભિમાનીનું અણુ સાત્ત્વિક, રાજસ વા તામસ સ્વભાવવાળું હોય છે, અને શ્રીસદ્‌ગુરુમાં એ અણુ શુદ્ધસાત્ત્વિક ધર્મવાળું હોય છે. આ

સાથે ઇતર પુરુષોમાં પુર્યષ્ટકનું રાજ્ય પ્રાયશઃ અભિમાનીપર હોય છે, અને શ્રીસદ્‌ગુરુમાં અભિમાનીનું સામ્રાજ્ય પુર્યષ્ટકપર હોય છે, તાત્પર્ય કે સ્વભાવનો જય એમને સિદ્ધ છે. વળી ઇતર પુરુષોમાં અવિદ્યામાયાની સત્તા વાસનાપુરીમાં હોય છે અને શ્રીસદ્‌ગુરુમાં વિદ્યાત્મિકા માયાની સત્તા પ્રાપ્ત થયેલી અર્થાત્ અભિવ્યક્ત થઇ ગયેલી હોય છે. અંતઃકરણ પણ સાત્ત્વિકદ્રવ્યનિર્મિત હોય છે અને ઇતર પુરુષોમાં તેમ હોતું નથી. પ્રાણપંચક નિયંત્રિત હોય છે અને ઇતર પુરુષોમાં પ્રાણજય કરવાનો શેષ જ રહેલો હોય છે. તાત્પર્ય કે બંનેના પુર્યષ્ટકના તથા અભિમાનીના અણુની જાતિમાં મહાન્ ભેદ હોય છે. આ વગેરે અન્ય પણ અનેક ભેદો હોય છે જે સાધનક્રમને તથા તેથી થતી સ્થિતિને જાણનાર સર્વને જાણીતા જ હોય છે. તેથી એમ અંગીકાર કરીએ કે શરીરમાં તથા શક્તિઓમાં ભેદ નથી પણ તેટલા માત્રથી બદ્ધ અને મુક્તમાં ભેદ નથી એમ માનવું અનુચિત જ છે. ખરૂં જોતાં તો જ્ઞાન અને સામર્થ્યનો આધાર પુર્યષ્ટકપર હોય છે એ પૂર્વે કહ્યું છે તે પ્રમાણે ઇતર પુરુષ અને સદ્‌ગુરુનાં જ્ઞાન અને શક્તિઓમાં ભેદ હોતો નથી એ અંગીકાર જ અયોગ્ય છે. સદ્‌ગુરુશ્રીનાં પુર્યષ્ટક શુદ્ધ સાત્ત્વિક સામર્થ્યવાળાં હોવાથી એમનાં જ્ઞાન અને શક્તિઓ શ્રીઈશ્વરનાં જ્ઞાન અને શક્તિઓને સમાન છે, અને ઇતર પુરુષને તો તેનો ખ્યાલ આવવો પણ કઠિન છે તો તેને પોતાના રૂપે સ્વાધીન કરી રાખવાના સામર્થ્યનું તો સ્વપ્ન પણ ક્યાંથી હોય? આ જ પ્રમાણે શરીરમાં પણ ભેદ નથી એ વાત અસત્ય છે. સામુદ્રિકાદિ શાસ્ત્રને જાણનાર પુરુષોનો અનુભવ છે કે શરીરઉપરથી જ્ઞાનશક્તિ, સ્વભાવાદિ પુર્યષ્ટકના ધર્મોનું અનુમાન કરી શકાય છે અને તે પ્રમાણે તે તે શાસ્ત્રમાં નિષ્ણાત પુરુષો અભ્રાંતપણે અનુમાન કરી પણ શકે છે. અંતઃકરણની પ્રત્યેક ઉર્મિ શરીરને અસર કરે છે એ સર્વ શાસ્ત્રથી તથા સર્વના અનુભવથી સિદ્ધ છે. તો પછી જ્યારે પુર્યષ્ટકમાં મહાન્ ભેદ સિદ્ધ થયો ત્યારે શરીરમાં સામ્ય કેવી રીતે હોઇ શકે એ જ કહી શકાતું નથી અર્થાત્ શરીરમાં પણ મહાન્ ભેદ જ હોય છે. એ ભેદ સૂક્ષ્મ ગણીએ તો ગણાય એવો છે તેથી અપરિચિત અજ્ઞ મનુષ્યોને વખતે અગ્રાહ્ય પણ હોઇ શકે. પણ તેટલા ઉપરથી પરિચિત મનુષ્યોને પણ તેમ જ છે અથવા વિવેકી વિદ્યાવિશારદ પુરુષોને પણ તેમ જ છે અથવા ભેદ નથી જ એમ માનવું એ કેવલ સાહસ છે. તાત્પર્ય કે જેમ જેમ વિચાર કરીએ છીએ તેમ

તેમ સ્પષ્ટ સિદ્ધ થાય છે કે સદ્દગુરુશ્રી અને પ્રાકૃત મનુષ્યો એ બેની વચ્ચે જેટલું સામ્ય છે તે કરતાં ભેદ અધિકગુણુ વધારે છે. લોકવાયકા છે કે **नहि कस्तूरिकामोदः शपथेन विभाव्यते**—કસ્તૂરીના સુગંધમાટે સમ ખાવાની જરૂર નથી તે પ્રમાણે જ્યાં યથાર્થ સદ્દગુરુત્વ છે ત્યાં તે ઢાંકયું રહેતું નથી. સદ્દગુરુશ્રી પોતે દ્રષ્ટાનો અનધિકાર જોઇ પોતાનું સ્વરૂપ ગુપ્ત રાખે તો તે બની શકે એવું છે પણ એમ ને એમ તે ઢાંકયું રહે એ ન માનવાજેવી વાત છે.

આથી એ પણ સ્પષ્ટ થાય છે કે જેમ પ્રાકૃત પુરુષો અને સદ્દગુરુવચ્ચે સામ્યકરતાં ભેદ વધારે છે તેમ પરમાત્માના સામર્થ્યાદિ અંશમાં સદ્દગુરુ અને પરમાત્માવચ્ચે ભેદકરતાં સામ્ય અધિક છે તે એટલે સુધી કે પરમાત્મા શબ્દનું પ્રવૃત્તિનિમિત્ત પૂર્ણ અંશે સદ્દગુરુરૂપ મહાપુરુષમાં વિદ્યમાન હોય જ છે. આમ હોવાથી જ શ્રુતિ કહે છે કે **ब्रह्मविद् ब्रह्मैव भवति**—પરમાત્માને અપરોક્ષ અનુભવનાર મહાપુરુષ પરમાત્મારૂપ જ છે. એક પક્ષે જોતાં તો સદ્દગુરુને પરમાત્મા પદ ન લગાડવા કરેલો આક્ષેપ આ શ્રુતિથી જ બાધિત થાય છે તેથી ઉદય જ પામી શકતો નથી, તેથી વેદવેદાંતપર શ્રદ્ધાવાળા સુજ્ઞને તો આ પ્રશ્નોનાં ઉત્તર આ એક પંક્તિથી પણ આપી શકાય એમ છે. તેથી સર્વથા સદ્દગુરુમાં પરમાત્મા પદનો આરોપ સમીચીન છે એ સિદ્ધ થાય છે.

આમ છતાં એમ પણ સ્વીકારીએ કે બંને વચ્ચે કંઇ પણ ભેદ રહે છે, અર્થાત્ પરમાત્માથી સદ્દગુરુ ભિન્ન છે. આમ છતાં પણ સુજ્ઞ સાધકે તો અભેદ જ સ્વીકારવો ઘટે છે કારણુ કે પરમાત્માપદનો આરોપ કરવો એ કંઇ સદ્દગુરુના હિતમાટે નથી અર્થાત્ સાધક આરોપ કરે કે ન કરે તેથી સદ્દગુરુનું કંઇ હિત વા અહિત થતું નથી કેમકે તેમણે તો પોતાનું સર્વ હિત સાધ્યું છે અને હવે કર્તવ્ય, જ્ઞાતવ્ય કે પ્રાપ્તવ્ય કંઈ પણ શેષ એમને રહ્યું નથી. જે શેષ રહ્યું છે તે સાધકને રહ્યું છે. તેથી સાધકે પોતાનું એ શેષ કર્તવ્ય, જ્ઞાતવ્ય અને પ્રાપ્તવ્ય જે સાધનથી સિદ્ધ થતું હોય તે સાધનનું આદરથી સેવન કરવું જોઇએ અર્થાત્ તેમાં જ એનું હિત છે. એ સંપૂર્ણ કર્તવ્યાદિ શેષને સધાવનાર સાધન તે દૃઢ અપરોક્ષ તત્ત્વજ્ઞાન છે અને જ્ઞાનની પ્રાપ્તિમાટે જ શ્રુતિ પોકારી કહે છે કે જે સાધક જેવી પરમાત્માવિષે ભક્તિ રાખે છે તેવી જ સંપૂર્ણ ભક્તિ જો સદ્દગુરુશ્રીવિષે રાખે તો તેને આ વેદાન્તપ્રતિપાદ્ય બ્રહ્મતત્ત્વનું જ્ઞાન થાય છે. તેથી શ્રુતિમાં તત્ત્વજ્ઞાનમાટે કહેલું સાધન

તે પરમાત્મા અને સદ્‌ગુરુની અભેદભાવના છે. તેથી સાધકે પોતાના હિતમાટે એ ભાવનાને જ આશ્રય આપવો ઘટે છે અને એની વિરોધી જે ભેદભાવના તેનો સંગ ક્ષણમાત્ર પણ કરવો નથી. આ તો બંને વચ્ચે ભેદ છે એમ સ્વીકાર કર્યા છતાં પ્રાપ્ત થતું કર્તવ્ય છે, તો જ્યારે વિચારથી એ ભેદ પૂર્ણઅંશે અસિદ્ધ ઠરે છે ત્યારે પછી અભેદબુદ્ધિ એ ભાવનારૂપ નથી પણ યથાર્થજ્ઞાન રૂપ જ છે અને એને ન પ્રાપ્ત થનાર સાધક ભ્રાન્ત છે અને તેથી ભ્રાંતિજન્ય હાનિને સહન કરનાર છે એમાં શું કહેવું ? તાત્પર્ય કે વિચારથી બંનેનો અભેદ સિદ્ધ છે ત્યારે પોતાના શ્રેયને ઇચ્છનાર વિવેકી સાધકે એ અભેદબુદ્ધિને અનેક પ્રયત્નથી દૃઢ કરવી એ જ કર્તવ્ય છે. એ કર્તવ્યની સિદ્ધિ થયે તદનુકૂલ પ્રવૃત્તિ થાય છે અને તેવી પ્રવૃત્તિ થવાથી તત્ત્વજ્ઞાનની સંપત્તિ થાય છે અને તેથી પરિણામે બંધની નિવૃત્તિ અર્થાત્ મોક્ષ થાય છે.

જે૦ જે૦ કણિયા.

---

॥ ૐ શ્રીં ॥

# પ્રાપ્તવ્યની સત્વ સિદ્ધિ ? વાનાં સાધનોસંબંધી વિચાર.

વૃત્તિનો નિરોધ અને તદ્દ્વારા ઇષ્ટસ્વરૂપસાક્ષાત્કાર એ સર્વ વાસ્તવિક સુખ ઇચ્છનાર સાધકોનું મુખ્ય લક્ષ્ય હોય છે. એ લક્ષ્ય સિદ્ધ કરવા વિવિધ સાધકો સ્વસ્વઅધિકારાનુસાર વિવિધ માર્ગે પ્રવૃત્તિ કરે છે. સદ્‌ગુરુ તથા સત્શાસ્ત્રથી ઉપદેશ કરાયલા વિચાર, ક્રિયા, ભક્તિ આદિ માર્ગો સાધકોને ઈપ્સિતાર્થની અવશ્ય સિદ્ધિ કરાવનાર છતાં તે તે માર્ગે વહન કરનાર અનેક સાધકોમાંથી બહુ જ અલ્પ સંખ્યા કર્તવ્યની પરિસીમાએ પ્રાપ્ત થયેલી દૃષ્ટિએ પડે છે. ઘણા સાધકો સાધનોની દુર્ગમતાવિષે અથવા તો પ્રયત્ન કરવા છતાં પણ સાધનોની સત્વર સિદ્ધિ ન અનુભવવાથી ગુરુઈશ્વરના અનુગ્રહની ન્યૂનતાવિષે અસંતોષ દર્શાવતા બહુ પ્રસંગે શ્રવણમાં આવે છે. આથી ઈપ્સિતાર્થની સત્વર અસિદ્ધિ રહેવામાં સાધનોનો દોષ છે કે સાધકોનો દોષ છે, સાધનોનો દોષ છે તો નિર્દોષ સાધનો અન્ય કોઇ હોવાં સંભવે છે કે કેમ, અથવા સાધનોમાં દોષ નથી તો પછી સાધકોમાં

કેવા પ્રકારના દોષોના સદ્ભાવથી સાધનોની સત્વર સિદ્ધિ થતી નથી, તે દોષો ન નિવૃત્ત થવામાં કયા હેતુ છે, કેવા પ્રકારના પ્રયત્નથી તે દોષો સત્વર નિવૃત્ત થવા સંભવે છે, યથાર્થ સાધક કેવાં લક્ષણોના સદ્ભાવથી સત્વર સાધનસિદ્ધિ અનુભવે છે, ગુરુઈશ્વરના અનુગ્રહની ન્યૂનતા છે કે કેમ, એ આદિ વિષે સંક્ષેપમાં યથામતિ વિચાર કરવા યોગ્ય ગણ્યા છે.

જેમ વિદ્યાભ્યાસ કરતા વિદ્યાર્થીને, ધનપ્રાપ્તિનો ઉદ્યમ કરતા વ્યાપારીને, અને સ્વલ્પમાં કોઇ પણ વ્યાવહારિક અર્થ સાધતા મનુષ્યને પોતપોતાના ઈપ્સિત અર્થ સાધવાનાં સાધનોનો, તે કેવે પ્રકારે પોતે સાધે છે તે વિષે, તે સત્વર સિદ્ધ ન થવામાં કેવા પ્રકારના પ્રતિબંધો નિરંતર તેને નડે છે એ આદિનો વિચાર દિવસમાં એકવાર પણ કરવો અત્યાવશ્યક ગણાય છે, તેમ કર્તવ્યમાત્રની પરિસમાપ્તિએ જવા ઇચ્છનાર સાધકોએ પણ પારમાર્થિક સાધનોનાં સ્વરૂપોનો, તે કેવે પ્રકારે પોતે સાધે છે તે વિષેનો, તે વિલંબે સિદ્ધ થવામાં પોતાના કયા કયા દોષો તેને પ્રતિબંધરૂપ થઇ પડે છે તે વિષેનો, પોતે આજપર્યંત શું સિદ્ધ કર્યું છે, હવે શું સિદ્ધ કરવું અવશિષ્ટ છે, એ આદિ વિષેના વિચાર સામાન્યતઃ દિવસમાં એકવાર અને વિશેષમાં વર્ષમાં બેએકવાર કરવાની પણ અત્યાવશ્યકતા ગણાય છે.

ઉન્નતિના શિખરે સ્થિર થવાની સર્વને ઇચ્છા હોય છે, પરંતુ સામાન્ય મતિના મનુષ્યો તે ઇચ્છાના ઉદયમાત્રને હૃદયમાં નિત્ય જોતા ત્યાં જ સ્થિર રહે છે, અને વિશેષ મતિના મનુષ્યો ઇચ્છાને સિદ્ધ થવાની ક્રિયા સાધતા, ઉન્નતિના શિખરે આરોહણ કરવાઅર્થે પ્રતિદિન આગળ પગલાં ભરતા ચાલે છે. અનાયાસ આકાશમાંથી પડતા ફલને ભક્ષ કરવાની અસાધ્ય આશાને પોષતા સામાન્ય મતિના મનુષ્યો કાલને નિર્ગમન કરે છે અને વિશેષમતિના મનુષ્યો, ક્ષુદ્ર કાર્ય પણ આયાસવિના સિદ્ધ થતું નથી, એ પ્રકૃતિના અનાદિસિદ્ધ અબાધ નિયમને સ્મરતા પ્રયત્નશીલ રહે છે. આવા વિશેષ મતિવાળા પ્રયત્નશીલ પુરુષો સાધક સંજ્ઞાથી ઓળખાય છે.

ઈપ્સિતાર્થને સિદ્ધ કરવાના જે વિહિત પ્રયત્નમાં સાધક યતિઓ નિરંતર યત્નશીલ રહે છે તે સાધન છે. કેટલાક સાધકો શાસ્ત્રમાં સર્વપ્રતિ સામાન્ય પ્રકારે પ્રબોધેલાં સાધનોને સાધે છે, અને કેટલાક, શાસ્ત્રપ્રબોધિત સામાન્ય સાધનોને સાધતા છતા, તત્ત્વવિદ્ મહાપુરુષરૂપ સદ્ગુરુદ્વારા સ્વાધિકારાનુસાર પ્રબોધાયલાં વિશેષ સાધનોને સાધે છે. સત્શાસ્ત્રોમાં પ્રબોધેલાં સર્વસામાન્ય સાધનો પણ પૂર્વ તત્ત્વવિદ્

મહાપુરુષોવડે પ્રતિપાદિત હોવાથી તે સાધતા સાધકો કૃતકૃત્ય થવાના ક્રમમાં જ ગણાય છે, તથાપિ શ્રીસદ્દગુરુદ્વારા વિશેષ સાધનોના સાક્ષાત્ પ્રબોધને પામેલા સાધકો કૃતકૃત્ય થવાના અત્યંત ત્વરિત ક્રમમાં હોય છે. પ્રથમ સાધકોને ગંતવ્ય સ્થાનપ્રતિ જવાનું વાહન સામાન્ય ગાડું હોય છે, ઉત્તરોક્ત સાધકોનું વાહન મહાવેગવાન્ અગ્નિરથ છે. પ્રથમ સાધકોની ગતિની તુલના વાયુવેગસાથે કરીએ તો ઉત્તરોક્ત સાધકોની ગતિની તુલના વિદ્યુદ્વેગસાથે કરવી ઘટે છે.

આપણા શ્રેયસ્સાધકવર્ગના સાધકોનો સમાવેશ ઉત્તરોક્ત સાધકોમાં થાય છે. શાસ્ત્રપ્રતિપાદિત સર્વસામાન્ય સાધનોને આપણે સમ્યક્ પ્રકારે જાણીએ છીએ એટલું જ નહિ, પરંતુ આપણા સમર્થ ઇષ્ટશ્રીના અનુપમ પ્રસાદથી આપણા પોતપોતાના અધિકારનાં વિશેષ સાધનો પણ આપણને પ્રાપ્ત થયેલાં છે. જે શાસ્ત્રપ્રતિપાદિત સર્વસામાન્ય સાધનોનું આપણે પર્યુપસેવન કરીએ છીએ તેની યોગ્યાયોગ્યતામાં આપણને સંશય થવો સંભવતો નથી, કારણ કે આપણને પ્રાપ્ત પ્રજ્ઞાવડે, પૂર્વે થઇ ગયેલા અસંખ્ય મહાપ્રજ્ઞાવંત પુરુષોની અનુમતિવડે, તથા વર્તમાન કાલના સર્વ દેશીવિદેશીય ધીમંત પુરુષોના વિચારોવડે, અનેક તર્કપ્રતર્કરૂપ પ્રમાણોથી, તથા સ્વાનુભવથી આપણે પુનઃ પુનઃ નિર્ણય કર્યો છે કે નિરતિશય નિઃશ્રેયસનિમિત્ત આપણાં સત્શાસ્ત્રપ્રતિપાદિત સાધનોવિના અન્ય કોઇ સાધનો કોઇ કાલે હોવાં સંભવતાં નથી; અર્થાત્ પરમાર્થનાં સર્વસામાન્ય સાધનો, ઉપસેવનવડે સાધ્ય પરમ પુરુષાર્થનાં અવશ્ય સંપાદક છે, એવો આપણો સિદ્ધ નિશ્ચય થયો છે.

વિશેષ સાધનોની પણ અશ્રુતપૂર્વ યોગ્યતા આપણને નથી સમજાઇ એમ નથી. શાસ્ત્રપ્રતિપાદિત સામાન્ય સાધનોને સાધતા પ્રથમોક્ત સાધકોસાથે આપણા સાધકોની તુલના કરી જોતાં આપણને આ વિશેષ સાધનોનું બલ સ્પષ્ટ થાય છે. જ્યારે આ પ્રથમોક્ત સાધકોમાંના ઘણા પોતાની સ્વતંત્ર મતિથી સર્વસામાન્ય સાધનોનાં સ્વરૂપને પણ યથાવત્ સમજી શકતા નથી—અને વાર્તાં તેમના વર્તનથી જ સ્પષ્ટ થાય છે, કારણ કે જો તે સાધનોનાં સ્વરૂપને તેઓ યથાવત્ સમજી શકતા હોય તો અંતઃકરણની શુદ્ધિ સાધવાઉપર જે ગૌણ લક્ષ, તથા શાસ્ત્રપ્રક્રિયાઓને સમજવા તથા તેમને શુકવત્ પાડે કરવા જે પ્રધાન લક્ષ આપતા તેઓ દૃષ્ટિએ પડે છે, તે પડે જ નહિ—ત્યારે આ વિશેષ સાધનોની સહાયતાથી આપણે તે સર્વસામાન્ય સાધનોનાં સ્વરૂપને યથાવત્ સમજી શકીએ છીએ એટલું જ નહિ પરંતુ જ્યારે જ્યારે આ વિશેષ સાધનોનું અલ્પશઃ પણ અનુષ્ઠાન

આપણે યથાવિધિ કરીએ છીએ ત્યારે ત્યારે આપણને વિલક્ષણ પ્રકારની આત્મતૃપ્તિ તથા આત્મસંતોષ જણાય છે. બહિર્ આલંબનવિના અંતરાલંબનથી આપણે આનંદાનુભવ કરીએ છીએ. એ આનંદામૃતના ઇષત્ પાનથી પણ આપણે અલ્પકાલ વૃત્તિની એવી ઉચ્ચ કક્ષામાં આપણને સ્થિત થયેલા અનુભવીએ છીએ કે જ્યાંથી આ જગત્ આપણને તૃણવત્ ભાસે છે, અને જ્યાંથી વિષયમોહજલ આપણા પાદતલને પણ સ્પર્શ કરી શકતું નથી. આપણામાંથી કયા સાધકને આ સવિશેષ સાધનોના અલ્પકાલીન પણ યથાવિધિ અનુષ્ઠાનથી ઉક્ત પ્રકારનો અનુભવ નથી થયો ? સર્વને જ થયો છે, અને થાય છે; અને ગયા ફાલ્ગુન માસના સાધનસમારંભમાં અવિચ્છિન્ન સાધનાનુષ્ઠાનનો દુર્લભ લાભ પ્રાપ્ત કરવા જે જે શ્રેયઃસાધકો સુભાગ્યવંત થયા હતા તે સર્વને આ વિશેષ સાધનો, અખંડપણે અનુષ્ઠાન કરાયાથી અંતઃકરણની કેટલી ઉચ્ચ પ્રશાંત સ્થિતિ સાધી આપવામાં સમર્થ છે એ સુસ્પષ્ટ થયા વિના રહ્યું નથી. અર્થાત્ શ્રીઇષ્ટના અનુગ્રહથી આપણને પ્રાપ્ત થયેલાં વિશેષ સાધનો પણ સ્વરૂપલાભરૂપ સાધ્યને સંપાદન કરી આપવામાં સર્વ પ્રકારની યોગ્યતાવાળાં છે, એમાં લેશ પણ સંશય કરી શકાય એમ નથી.

આપ્રમાણે શાસ્ત્રપ્રતિપાદિત સામાન્ય સાધનો તથા શ્રીસદ્ગુરુઉપદિષ્ટ વિશેષ સાધનો ઉભયે જ્યારે આપણને કૃતકૃત્ય તથા વિદિતવેદ્ય કરવામાં સર્વ પ્રકારે સમર્થ છે, ત્યારે આપણે કે જેમને એ ઉભય સમ્યક્ પ્રકારે પ્રાપ્ત છે, તેમને ઈપ્સિતાર્થની અસિદ્ધિ રહેવામાં હેતુ, સાધનોની અયોગ્યતા નહિ પરંતુ સાધનોને સાધનાર જે આપણે તેમનામાં જ કાંઇક દોષ હોવા જોઇએ, એ સહજ ફલિત થાય છે. ક્ષેત્ર, બીજક, હળ, બળદ, અનુકૂલ વૃષ્ટિઆદિ કૃષિનાં સર્વ સાધનો છતાં ક્ષેત્ર રમણીય અન્નતરુથી પ્રફુલ્લ ન ભાસે તો તેમાં કૃષીવલનો જ દોષ પ્રધાનપણે સ્વીકારાય છે. અનુકૂલ મનુષ્યશરીર, સારાસાર સમજી શકાય એટલી વિદ્વત્તા, કર્તવ્ય અને પ્રાપ્તવ્યનાં સર્વોત્તમ સાધનોનું જ્ઞાન, અને અસંખ્ય પુણ્યના સંચયથી પ્રાપ્ત થતું ઇષ્ટનું સાહાય્ય એ આદિ પ્રાપ્ત છતાં જે સાધક, જેનાથી પર લાભ અન્ય કોઇ નથી એવા સ્વરૂપલાભને પામી વાસ્તવિક શ્રીમંતશિરોમણિ ન થતાં દરિદ્ર રહે તો તેમાં સાધકના જ પ્રબલ દોષોવિના અન્ય હેતુ હોવો સંભવતો નથી.

**इतः कोन्वस्ति मूढात्मा यस्तु स्वार्थे प्रमाद्यति ।**
**दुर्लभं मानुषं देहं प्राप्य तत्रापि पौरुषम् ॥**

એ શ્રીશંકરભગવાનના વચનાનુસાર મનુષ્યશરીરાદિ વાસ્તવિક સ્વાર્થ સાધવાનાં અનુકૂલ સાધનો મળવા છતાં પણ તે સ્વાર્થ ન સાધનાર સાધકથી મૂઢમતિ અન્ય કોઈ જ નથી.

આ પ્રકારે ઈપ્સિતાર્થની સત્વર અસિદ્ધિમાં આપણા જ દોષો જ્યારે પ્રધાન કારણભૂત સિદ્ધ થાય છે ત્યારે તે દોષો કયા છે, તેમનું સ્વરૂપ શું છે એ આદિ પ્રશ્નો સહજ સ્ફુરે છે.

સાધકોની વૃત્તિના સ્થિતિઉપરથી દોષોની બે અવસ્થા દૃષ્ટિએ પડે છે. એક સ્થૂલ અવસ્થા અને બીજી સૂક્ષ્મ અવસ્થા. શ્રીઇષ્ટાનુગ્રહથી આજપર્યંતના થતા પ્રયત્નથી આપણે ઘણા ખરા સ્થૂલ દોષોનો વિજય કર્યો છે એમ કહેવું એમાં અતિશયોક્તિસરખું લેશ પણ નથી. કામક્રોધાદિ દોષોની અનિવાર્ય સત્તા આપણે આપણા ઉપર પ્રવર્તતી અનુભવતા નથી. જે વિષયો વિષયાસક્ત જીવોને પોતામાં પ્રગાઢ સુખબુદ્ધિ ઉપજાવી તેમની પ્રાપ્તિઅર્થે તેમને કાયિક, વાચિક અને માનસિક ત્રિવિધ પ્રયત્નમાં જાગ્રદવસ્થાના સર્વ કાલમાં અખંડ ઉદ્યમશીલ રાખે છે, તથા સ્વપ્નમાં પણ સૂક્ષ્મપ્રકારે સ્વપરાયણ રાખે છે, તે વિષયો આપણને પરવશ પશુની પેઠે સર્વદા ઇચ્છાનુકૂલ પ્રવૃત્તિ કરાવી શકતા નથી. સત્પુરુષો અને સત્શાસ્ત્રોથી નિંદ્ય ગણાતી નિષિદ્ધ ક્રિયા વા વર્તનોથી આપણે ઘણે અંશે સાવધાન રહીએ છીએ. વૃત્તિના સ્વરૂપને સમજીએ છીએ. તેનું ઉન્માર્ગે થતું વહન તત્કાલ જાણી જઇએ છીએ. પ્રબલ સ્વભાવકર્મજ સત્તાથી તેમાં અભિમાનીનું અનુસંધાન થતાં પ્રસન્ન થતા નથી, પરંતુ અપ્રસન્નતા અનુભવી લજ્જિત થઇ પરિણામે વૃત્તિને અને આપણને પોતાને તિરસ્કાર કરીએ છીએ. રાજસ, તામસ, સાત્વિક પ્રવૃત્તિના યથાર્થ સ્વરૂપને જાણીએ છીએ. ગુરુ, ઈશ્વર અને સત્શાસ્ત્રનું ભય ધરીએ છીએ. સદ્વિચારોનું યથાશક્તિ પુનઃપુનઃ આવર્તન કરીએ છીએ. કર્તવ્યપ્રામાણ્યને દૃષ્ટિસમીપ નિરંતર સ્થાપવા યત્નશીલ રહીએ છીએ; અને સ્વલ્પમાં ઘણા ઘણા પ્રકારની સાવધાનતાને સેવતા પ્રતીત થઇએ છીએ. ( આપણા અંતઃકરણની સ્થિતિનું આ પ્રકારે સ્વમુખે કથન એમાં આત્મશ્લાઘાજેવું કોઇને આપાતતઃ ભાસે પણ અત્ર આ ગુણકથનનું પ્રયોજન ભિન્ન હોવાથી તેમાં આત્મશ્લાઘારૂપ દોષ પ્રાપ્ત થતો નથી. કોટિપતિ થવાની ઇચ્છા રાખનાર પોતે સંચય કરેલા લક્ષ કે બે લક્ષ દ્રવ્યને ગણી જઇ, આટલા દ્રવ્યનો સંચય થયો, અને આટલું સંચય કરવું અવશિષ્ટ છે એ આદિ ગણના કરે તેના જેવી જ આપણા સાધનગુણ-

કોશની આ ગણના હોવાથી તેમાં આત્મશ્લાઘારૂપ દોષની પ્રાપ્તિ માનવી, એ અયોગ્ય છે. )

ગંતવ્ય માર્ગની જો આપણે ચાર ભૂમિકાઓ પાડીએ તો આપણામાંના ઘણાખરા ઉક્ત પ્રકારની સ્થિતિમાં આવેલા હોવાથી વિકટ ગણાતી પ્રથમ બે ભૂમિકાનું અતિક્રમણ કરી ચૂક્યા છે. આ સ્થલે સ્પષ્ટ કરવાની અગત્ય છે કે ઉપર વર્ણવેલી સ્થિતિ ન્યૂનાધિક અંશે પણ જેમના અંતઃકરણમાં ઉદય પામી નથી તે મનુષ્યોએ શ્રેયસ્સાધકઅધિકારીવર્ગમાં પ્રવેશવાનો બાહ્યાચાર કર્યો હોય તો પણ તેઓ શ્રેયસ્સાધક ગણાય એમ નથી જ. ખડ્ગ તરવાર આદિ સૈનિકનાં બાહ્ય ચિહ્નો ધારણ કરી સેનામાં પ્રવેશ કરવાથી કાંઇ યથાર્થ સૈનિકની સંજ્ઞા મળતી નથી. બાહ્ય ચિહ્નને જોનાર સ્થૂલમતિ મનુષ્યો ભલે તેને સૈનિકમાં ગણે, પરંતુ મુખમુદ્રામાં, નેત્રમાં તથા શરીરના સર્વ હાવભાવમાં વીરત્વનાં ચિહ્નો સ્પષ્ટ પ્રતીત થયાવિના બુદ્ધિમંતો તેની વીરમાં ગણના કરવાની ભૂલને કરતા નથી; તેમ વાણીની, શરીરની અને મનની સર્વ ક્રિયામાં સાધકની સ્થિતિનું ભાન કરાવનાર તથા શ્રીસદ્‌ગુરુના અલૌકિક બોધનો રંગ લાગ્યાનું, ઉપર પ્રતિપાદન કરેલું એક પણ ચિહ્ન પ્રતીત થયાવિના, શ્રેયસ્સાધકઅધિકારીવર્ગમાં બેસવાઉઠવાથી, તેના સમારંભોમાં ભાગ લેવાથી અથવા કેટલાક બાહ્ય આડંબરો સેવવાથી શ્રેયસ્સાધક સંજ્ઞા મળી શકતી નથી. શ્રેયને સાધી આપનારી, કાયિક વાચિક તથા માનસિક શુદ્ધિ સાધી આપનારી, ઇષ્ટોપાસનાદિ ક્રિયાઓ શુદ્ધ નિષ્ઠાથી તથા અપ્રતિમ પ્રીતિથી નિત્ય ન સેવાતી હોય, પરંતુ કાયિક વાચિક અને માનસિક અશુદ્ધિ સાધનારી નિરર્થક અવિહિત ક્રિયાઓ જ પ્રેમથી નિત્ય સેવાતી હોય, છતાં તે પુરુષ પોતાને શ્રેયનો સાધનાર સાધક માનતો હોય તો તેના જેવું અજ્ઞાન તથા હાસ્યાસ્પદ ભ્રાંતિ અન્ય એકે નથી. આ પ્રકારે શ્રેયને સાધવાઅર્થે જ શ્રેયસ્સાધક વર્ગમાં પ્રવેશેલા અને ઇષ્ટોપાસના આદિ ક્રિયાઓ યથાશક્તિ સાધતા પુરુષો જ સાધક હોવાથી તેવા સાધકોમાંના ઘણા, અંતઃકરણના સ્થૂલ દોષોનો વિજય કરી ચૂક્યા છે અને તેથી કરીને તેમને તો હવે માત્ર સૂક્ષ્મ દોષોનો જ વિજય કરવો રહ્યો છે.

જ્યારે અંતઃકરણમાં સ્થૂલ દોષનું અત્યંત પ્રાબલ્ય હોય છે ત્યારે આપણે કાયાવડે નિંદ્ય ક્રિયાઓ કરીએ છીએ; જ્યારે તે બલ કાંઇક ઘટે છે ત્યારે કાયિક નિંદ્ય ક્રિયાઓ અટકે છે અને વાચિક નિંદ્ય ક્રિયાઓ આપણાવડે થાય છે; અને જ્યારે સ્થૂલ દોષની નિવૃત્તિ

થઈ સૂક્ષ્મ દોષો માત્ર રહે છે ત્યારે આપણી કાયિક વાચિક ઉભય નિંદ્ય ક્રિયાઓ અટકી આપણે માનસિક અવિહિત વ્યાપાર માત્ર કરીએ છીએ. આપણી કાયિક તથા વાચિક દૂષિત ક્રિયાઓ પ્રધાનપણે હવે વિરમી હોવાથી આપણે સ્થૂલ દોષોથી વિશેષે કરીને મુક્ત થયા છીએ, અને આપણા માનસિક વ્યાપાર હજી યથેચ્છ શુદ્ધ ન થવાથી આપણામાં સૂક્ષ્મ દોષનો સદ્‌ભાવ છે, એમ નિશ્ચય થાય છે.

આ સૂક્ષ્મ દોષોનો સદ્‌ભાવ એ જ આપણને ઈપ્સિતાર્થની સત્વર સિદ્ધિ ન થવા દેવામાં પ્રધાન હેતુ છે. આપણામાં પ્રબલ વિષયાસક્તિ શિથિલ થવાથી આપણે અન્ય વિષયાસક્ત જીવોની પેઠે વિષયપ્રાપ્તિઅર્થે કાયિક કે વાચિક પ્રયત્નને રાત્રિદિવસ સેવતા નથી. કાયિક અને વાચિક ક્રિયાઓને ઘણે અંશે આપણે સ્વાધીન રાખી શકીએ છીએ, પરંતુ સૂક્ષ્મ વાસના હોવાથી આપણે વિષયોનું માનસિક થતું ચિંતન અનેક પ્રસંગે અટકાવી શકતા નથી. આપણે સ્થૂલ વિષયસંબંધથી વિરક્ત થઇ ઇષ્ટોપાસનામાં પ્રવૃત્ત થઇએ છીએ; પરંતુ આપણી સૂક્ષ્મ વાસના નિવૃત્ત થયલી ન હોવાથી આપણું મન ઇષ્ટચિંતનરૂપ વ્યાપારને અખંડિતપણે ન સેવતાં પુનઃ પુનઃ વાસનાથી પ્રેરાઇ આપણી લક્ષણાવૃત્તિસમીપ અસંખ્ય સૂક્ષ્મ સૃષ્ટિ રચી આપણને તેમાં અટવાવે છે. ઉપાસનાકાલે ઇષ્ટાનુસંધાનરૂપ વ્યાપારને અખંડિતપણે કરવાના દૃઢ નિશ્ચયને આરંભમાં કરી આપણે સ્થિત થયા છતાં પુનઃ પુનઃ તે નિશ્ચયથી ભ્રષ્ટ કરી ઇષ્ટચિંતનને સ્થાને આપણા મનોરાજ્યમાં આપણને ભ્રમણ કરાવનાર અન્ય કોઇ નથી પણ આ સૂક્ષ્મ વાસના છે.

આ સૂક્ષ્મ વાસના અજય્ય છે એમ નથી. તેનો જય કરવા આપણે પ્રયત્ન સેવીએ છીએ ખરા, પણ તે પ્રયત્ન જ્યારે સફલ થયલો આપણે અનુભવતા નથી ત્યારે તે પ્રયત્ન ઘણો અપૂર્ણ જ હોવો જોઇએ. કેટલો અને કેવો પ્રયત્ન આ સૂક્ષ્મ વાસનાનો જય કરવા સમર્થ થાય તે વિષે હવે આપણે વિચાર કરીએ.

આ સૂક્ષ્મ વાસનાને લય કરવાનો આપણે હાલ જે પ્રયત્ન કરીએ છીએ તે પ્રયત્ન વ્યવધાનવાળો અર્થાત્ કાળે કાળે થનારો છે. અને તે કાળે કાળે થતો પ્રયત્ન પણ એ જ સૂક્ષ્મ વાસનાથી ઉદય થતા અસંખ્ય હેય સંકલ્પોથી કલુષિત હોય છે; અર્થાત્ પ્રમાદી સાધકોની અપેક્ષાથી આ પ્રયત્ન સ્તુત્ય છતાં તે દીર્ઘ કાલે ફલિભૂત થનાર હોવાથી આપણી અપેક્ષાથી તો અયોગ્ય ગણાય એમ છે. જેથી કરીને તીવ્ર ઇચ્છાવાળા આપણે આપણા આ મંદતમ પ્રયત્નનું

તીવ્રતમ સ્વરૂપ થયલું આપણી કયિક વાચિક અને માનસિક સર્વ ક્રિયાઓમાં ન દર્શાવીએ તો એ ઇચ્છાજન્ય સંતાપથી આપણા હૃદયને આપણે સંતપ્ત અનુભવીએ એમાં આપણાવિના અન્ય કોઇનો દોષ નીકળે એમ નથી.

નૈરંતર્યવાળો પ્રયત્ન જ ચિત્તની દૃઢ ભૂમિ કરવા અને વાસનાનો લય કરવા સમર્થ હોય છે. વિષયોનો સંબંધ અને તદ્દ્વારા વૃત્તિનો વિષયાકાર પરિણામ એ વાસનાનો પોષક હોવાથી એક પક્ષથી આપણે વાસનાના ઉચ્છેદને કરવાના પ્રયત્નને થોડા સમય સેવતા જઇએ, અને અન્ય પક્ષથી વાસનાને પોષનાર ક્રિયાઓને કરતા જઇએ, તો આપણે વાસનાના અશેષ ઉચ્છેદરૂપ ઇષ્ટાર્થને અલ્પ કાલમાં સિદ્ધ ન કરી શકીએ એ સહજ છે. દીર્ઘ કાલપર્યંત વૃત્તિનો વિષયાકાર પરિણામ થતો અટકે તો જ આપણી વૃત્તિ નિર્વાસનિક થવી સંભવે છે. આથી નૈરંતર્યવાળો અભ્યાસ એ જ આપણું કર્તવ્ય વિચાર કરતાં નીકળે છે.

પણ આપણી આ વિદ્યમાન વ્યાવહારિક સ્થિતિમાં આવો નૈરંતર્યવાળો અભ્યાસ સાધતાં વ્યવહારનો કેવળ પરિત્યાગ કરવો જોઇએ, અને તેમ આપણે તત્કાલ કરી શકીએ એમ નથી; તેથી આ નૈરંતર્યવાળા અભ્યાસના આપણે અધિકારી નથી એમ ધારી અસંતોષ ધરવાનું પ્રયોજન નથી. આપણે વ્યવહાર ત્યજી શકીએ એમ નથી એ વાર્તા ખરી છે, પરંતુ એ વ્યવહારની વ્યવહારરૂપતા પલટી નાંખી આપણે નૈરંતર્યવાળો અભ્યાસ કરી શકવા સમર્થ છીએ, એમાં કશો શક નથી.

નૈરંતર્યવાળા અભ્યાસમાં વ્યવહારસેવન એ કંઇ દૃઢ પ્રતિબંધરૂપ નથી, પણ એ વ્યવહારસેવનના વૃત્તિમાં થતા પરિણામો જ માત્ર પ્રતિબંધરૂપ છે. વ્યવહારસેવન જો પોતાના પરિણામને વૃત્તિમાં ઉપજાવવા સમર્થ ન થાય તો તે વ્યવહાર કોઇ પણ રીતે વૃત્તિની નિર્વાસનિક સમ સ્થિતિ સાધવામાં પ્રતિબંધરૂપ થઇ પડે એમ નથી. આથી કરીને વ્યવહાર સેવતાં છતાં પણ તેના પરિણામ વૃત્તિમાં થવા ન પામે એ પ્રકારની સ્થિતિ જો આપણે સાધી શકીએ તો આપણી આ વ્યાવહારિક સ્થિતિમાં પણ આપણે આપણા અભીષ્ટ અર્થને સાધવા સમર્થ થઇએ એમાં કશો શક નથી.

વ્યાવહારિક ક્રિયાઓ સેવતાં છતાં પણ તેના વાસનાને ઉત્પન્ન કરનાર બંધજનક અર્થાત્ ધર્માધર્મરૂપ સંસ્કારો વૃત્તિમાં લેશ પણ ઉદય ન થાય એવી નિર્લેપ સ્થિતિ સધાવી આપનાર અત્યંત સબલ

સાધન આંતર શુદ્ધ વૈરાગ્ય છે. વિહિત પ્રવૃત્તિથી રહિત નિરુદ્યમી થવું, અથવા વ્યવહારનો ત્યાગ કરવો, એ કાંઈ વૈરાગ્ય નથી—એવી નિરુદ્યમી અવસ્થા અથવા વ્યવહારત્યાગ તો બહુ પ્રસંગે તમસ્‌નો જ પરિણામ હોય છે—પરંતુ ક્રિયાના ફલની અંતર્‌થી અશેષ અસ્પૃહા એ જ શુદ્ધ વિરાગ છે. કર્મના ફલની સ્પૃહાનો ત્રિકાલ અંતર્‌માં અનુદય એ શુદ્ધ વિરાગનું લક્ષણ છે. નેત્ર રૂપને વિલોકે, પરંતુ રૂપ-વિલોકનથી વિષયી મતિમાં પ્રકટતા હર્ષવિશેષની સ્પૃહાથી નહિ. રસનેંદ્રિય વિવિધ સ્વાદુ રસોનો ઉપભોગ કરે, પરંતુ તે તે રસોના આસ્વાદનથી પ્રાકૃત મતિમાં પ્રકટતા વિષયાનંદની અભિલાષાથી નહિ. આમ બહિર્ તથા અંતર્ સર્વ કરણો સ્વસ્વવિષયોમાં પ્રવૃત્તિ કરે, છતાં તે પ્રવૃત્તિમાં વિષયાભિલાષા સ્વલ્પ અંશે પણ હેતુભૂત ન હોય તો આ સમગ્ર ઇન્દ્રિયોની પ્રવૃત્તિ બંધના કારણભૂત ન થતાં મુક્તત્વની જ સાધક થાય છે.

આપણી વ્યાવહારિક સ્થિતિમાં આ પ્રકારનું વિરાગબલ અર્થાત્ ક્રિયામાત્રના ફલની નિઃશેષ અસ્પૃહા સ્વલ્પ પ્રયત્નથી આપણે સાધી શકીએ એમ છે. ઉત્તમાધિકારિઓને આ વિરાગબલ સદ્વિચારના સહજ આવર્તનથી અલ્પ સમયમાં જ સિદ્ધ થવું સંભવે છે, અને મધ્યમમંદાધિકારિઓને પણ સદ્વિચાર તથા ક્રિયા અને ઉપાસનાના અધિક સાવધાનતાપૂર્વક સાધેલા સેવનથી સહજ અધિક સમયમાં સિદ્ધ થવું સંભવે છે.

સદ્વિચારનું આવર્તન કરતા ઉત્તમાધિકારિઓને વિષયસંબંધથી અનુભવાતા વિષયાનંદની આપાતરમણીયતા અજ્ઞાત નથી. આ આપાતરમણીયતાથી મોહ પામી દુઃખરૂપ વિષયમાં સુખબુદ્ધિ પ્રકટાવી તત્સંબંધી ચિંતન કરવું એ અક્ષય્ય અનંત સુખનો વિધ્વંસ કરનાર છે, એ અચલ સિદ્ધાન્ત, વૃત્તિનો વ્યાપાર થવાના પ્રત્યેક પ્રસંગે સ્મૃતિસંમુખ ધરવામાં સર્વદા સાવધાનતા સેવાય તો તે ઉત્તમાધિકારીનો વિષયચિંતનરૂપ વ્યાપાર તત્કાલ જ વિરમવો સંભવે છે. અર્થાત્ સહજ અધિક સાવધાનતાથી ઉત્તમાધિકારી, વૃત્તિના અવિહિત વ્યાપારને દુર્બલ કરવા અને ક્રમે કરી નિરોધવા સમર્થ થઇ શકે છે.

મધ્યમમંદાધિકારિઓને રજસ્‌ના પ્રાધાન્યથી આવી સાવધાનતા સદોદિત ટકી રહેવી સંભવતી નથી. રજસ્‌ના વેગકાલે તેની સાવધાનતાનો ભંગ થાય છે, અને તે જાણે તે પૂર્વે તેની વૃત્તિ અવિહિત વ્યાપારમાં જોડાઇ ગઇ હોય છે. તે સાવધાન થાય છે પણ ક્ષણુ બે ક્ષણુપછી પુનઃ અસાવધાનતાના અભ્રથી તેનો નિશ્ચયરવિ આ-

આચ્છાદિત થઇ જાય છે. આવા સાધકોને પોતાની વૃત્તિના દુઃસાધ્ય વેગને સુસાધ્ય કરવાઅર્થે આપણા ઇષ્ટશ્રીએ વૃત્તિના વ્યાપારના દ્રષ્ટા થવાનું જે સાધન સૂચવ્યું છે તે વૃત્તિવેગને શિથિલ કરવાનાં સર્વ સમર્થ સાધનોમાંનું એક સમર્થ સાધન છે.

વૃત્તિઓના વ્યાપારના દ્રષ્ટા થવાનો પ્રયોગ જેમણે કરી જોયો નથી તેવા સાધકોને તે પ્રયોગમાં રહેલા અપૂર્વ આનંદનો તથા તેના અપ્રતિમ સામર્થ્યનો ભાસ થવો પણ કઠિન છે. ઘણા સાધકો જેમ ધારે છે તેમ આ પ્રયોગ શ્રમજનક અથવા ત્રાસપ્રદ નથી. ઉલટું ઉત્સાહપૂર્વક યોગ્ય વિધિથી સાધતાં તેમાં વિલક્ષણ રસનું ભાન થાય છે. શેતરંજ રમનારને તે રમતમાં જણાતા આનંદનો આભાસ તે રમતથી અજ્ઞાન મનુષ્યને હોતો નથી. ઉભય પક્ષ પોતપોતાનાં મોહોરાંનો જે વ્યૂહ રચે છે તે વ્યૂહરચનમાં વૃત્તિઓનું તલ્લીનપણું એક પ્રકારના વિલક્ષણ આનંદને પ્રકટાવે છે. હૃદયભૂમિ એ સાધકનો શેતરંજનો પટ છે. સદ્વિવેકયુક્ત અભિમાની એ આ હૃદયભૂમિરૂપ શેતરંજપટપર રમનાર એક પક્ષકાર છે, અને વૃત્તિઓનો સમૂહ એ પ્રતિપક્ષી રમનાર છે. વૃત્તિઓના પરાજયનિમિત્ત સાધક અભિમાની અનુકૂલ યુક્તિરૂપ મોહોરાંઓના વ્યૂહને રચે છે, અને વૃત્તિઓ તે વ્યૂહને તોડનાર પ્રબલ વ્યૂહ રચે છે. સાધક તેને તોડવા પ્રયત્નશીલ થાય છે; વૃત્તિઓ વિલક્ષણ વ્યૂહ આણે છે. સાધકને અધિક આવેગ પ્રકટે છે, તે પુનઃ વ્યૂહ રચે છે, પુનઃ પ્રતિવ્યૂહ રચાય છે. અને આ ઉગ્ર યુદ્ધમાં અનિર્વચનીય સુખાવિર્ભાવ થાય છે. શેતરંજજેવી બહિર્ પ્રદેશે ચાલતી ક્ષુદ્ર જડ રમતમાં રસાવિર્ભાવ થાય છે તો પછી અંતર્ભૂમિમાં ચાલતી અત્યંત બુદ્ધિકૌશલવાળી આ ચેતનમય રમતમાં અલૌકિક આનંદ પ્રકટે એમાં આશ્ચર્ય શું છે?

આ કલિપ્રધાન સમયમાં ગાડીએ જોડેલા ઘોડાને હાંકવામાં ઘણા મનુષ્યોને વિલક્ષણ આનંદ જણાતો પ્રતીત થાય છે. વિવિધ વિકટ માર્ગોમાં તથા પ્રસંગોમાં અશ્વને યોગ્ય કૌશલ્યથી નિર્ધારિત સ્થાને લઇ જવામાં હાંકનારને જે આનંદનું ભાન થાય છે તેવો આનંદ ઉદાસીન પુરુષને થતો નથી. આ મનરૂપી અશ્વ જે ચપળમાં ચપળ અશ્વકરતાં પણ અત્યંત ચપળ છે તેને હાંકવામાં અર્થાત્ અંતઃકરણમાં પ્રવર્તતા વિવિધ પ્રસંગોમાં તેને યોગ્ય માર્ગે પ્રવર્તાવવામાં જે આનંદનું ભાન થાય છે તેનો આભાસસરખો પણ અન્યને થવો કઠિન છે. સમગ્ર જગત્માં સઉથી ચપળમાં ચપળ

અશ્વને હાંકવાના અનુપમ આનંદનો અનુભવ કરવાની ઇચ્છા રાખનાર સાધકે અશ્વના અને વાહનના પૈસા વ્યય કર્યા વિના તથા હસ્તપાદાદિ અવયવો ભાગવાના ભયવિના સ્વગૃહે જ એકાંતમાં જ્યારે ઇચ્છા થાય ત્યારે આ મનઅશ્વને નિર્માણ કરેલા માર્ગમાં હાંકી આ આનંદને અનુભવવો કેટલો સુલભ્ય છે. અને એમ છતાં મનુષ્યો વાહનાદિની ઇચ્છાથી નિરંતર સંતપ્ત રહે છે.

વૃત્તિઓના વેગને શિથિલ કરવાનું અથવા તેમને યોગ્ય માર્ગમાં પ્રવર્તાવવાનું કાર્ય આ અને એવી અન્ય ક્રિયાઓ જે પ્રત્યેકને શ્રીઇષ્ટદ્વારા પ્રાપ્ત થયેલી છે, તેમના અભ્યાસવડે બહુ સુલભ છે એમાં કશો સંશય નથી. સાંસારિક ફલમાત્રની ઇચ્છાથી રહિત અભ્યાસ અને તે પણ જાગ્રત્ દશાના સર્વ કાલમાં આદરપૂર્વક સેવાતો અભ્યાસ, એ તત્ત્વાનુભવરૂપ ઉભા શિખરઉપર ચઢવાનું સબલ સોપાન છે.

આ સબલ સોપાન (નિસરણી) આપણને દુર્લભ નથી. ઇષ્ટાનુગ્રહવડે તે પ્રાપ્ત થતું હોવાથી જેમને શ્રીઇષ્ટનો સબલાશ્રય પ્રાપ્ત છે, જેમણે શ્રીઇષ્ટના ચરણપાંશુમાં ઘણો સમય રમણ કર્યું છે, ઇષ્ટશ્રીના સર્વસિદ્ધિપ્રદ કરકમલ અનેક વાર જેમના મસ્તકે તથા પૃષ્ઠે સ્થપાયા છે, શ્રીઇષ્ટના નયનસુધાંશુના દેવદુર્લભ રશ્મિઓનો અસંખ્યવાર જેમના પર સૌમ્ય પ્રપાત થયો છે, અને શ્રીઇષ્ટના વદનાર્કમાંથી વહેતા બોધકિરણોથી અનેક વાર જેમના હૃદયમાં પ્રવર્તતા રજસ્તમસ્રૂપ અંધકારનો લય થયો છે, એવા આપણને આ વૈરાગ્ય તથા અભ્યાસરૂપ સાધનની સિદ્ધિ પ્રાપ્તવત્ જ હોય એમાં શું આશ્ચર્ય છે? કોટ્યધિપતિના ગૃહમાં ગુપ્ત રાખેલા ધનને પ્રાપ્ત કરવા નિમિત્ત તેના પુત્રોને જેમ સ્વગૃહમાં જ સ્વલ્પ પ્રયત્નની અપેક્ષા છે, તેમ આપણે પણ આ પ્રતિબંધવાળી અવસ્થામાં નૈરંતર્યવાળા પ્રયત્નની જ અલ્પ કાલ આવશ્યકતા છે.

આ શરીરમાં અને પ્રધાનપણે હૃદયમૂર્ધાદિ લક્ષ્ય સ્થાનોમાં ઇશસત્તા વ્યાપ્ત હોવાથી આ શરીર એ ઇશનું પુણ્યં મંદિર છે, શ્રીઇષ્ટ જ તેના નિયામક અને અધિષ્ઠાતા છે, વાણીઆદિ કર્મેન્દ્રિઓ, નેત્રાદિ જ્ઞાનેન્દ્રિઓ, તથા મન આદિ અંતરિન્દ્રિઓ પોતાના અધિપતિ શ્રીઇષ્ટનિમિત્તે જ સર્વદા ક્રિયા કરે છે અર્થાત્ જે કાંઇ વ્યાપાર થાય છે તે શ્રીઇષ્ટની સેવારૂપ જ છે, 'હું' એવી કોઇ પૃથક્ વસ્તુ નથી અથવા છે તો તે શ્રીઇષ્ટનો જ ચમત્કાર છે—આ આદિ વિચારો પ્રત્યેય કાયિક, વાચિક અને માનસિક પ્રવૃત્તિમાં હૃદયસંમુખ

નિરંતર રાખનાર સાધક અનેક વ્યવહારમાં વ્યાપૃત રહેતાં છતાં, વ્યવહારજન્ય રજસ્ તમસ્ સંસ્કારોથી અંતઃકરણને અલિપ્ત રાખવા સમર્થ થાય છે, એટલું જ નહિ પરંતુ શ્રીઇષ્ટાર્પણબુદ્ધિથી સેવેલો તેનો આ વ્યવહાર જ પરિણામે તેને અક્રિય સ્થિતિ પ્રાપ્ત કરાવનાર સાધનરૂપ થાય છે,

આપ્રમાણે અધિકન્યૂન વ્યવહારરૂપાધિવાળા તથા વિવિધ અધિકારભેદવાળા આપણુ સર્વને સ્વસ્વઅધિકારાનુસાર અધિક ઉત્સાહપૂર્વક તથા અધિક સાવધાનતાપૂર્વક કાંઇક અભ્યાસની જ વિશેષ અગત્ય છે એ સ્પષ્ટ થાય છે. મનુષ્ય કેટલું કરવાને સમર્થ છે, એ જ્યાં સુધી તે યોગ્ય પ્રયત્ન કરીને અનુભવ કરતો નથી ત્યાંસુધી જાણતો નથી, એવો વિચારવંત પુરુષોનો જે નિશ્ચય છે તે કેવલ સત્ય જ છે. આપણે પણ કેટલું કરવાને તથા કેવી ઉચ્ચ સ્થિતિમાં અવસ્થાન કરવાને સમર્થ છીએ તે જ્યાં સુધી આપણે પ્રયત્ન કરી અનુભવ કરી જોયો નથી ત્યાંસુધી મિથ્યા આપણે આપણા સામર્થ્યની ન્યૂનતાનું અસદ્ અનુમાન બાંધતા શોકવિવશ રહી અસંતોષના ઉદ્‌ગાર કાઢીએ છીએ. આપણું વાસ્તવિક મૂલ કારણ સર્વ સામર્થ્યયુક્ત હોવાથી આપણે પણ વિચારવિધિપૂર્વક કરાતા યોગ્ય પ્રયત્નથી ઇષ્ટાર્થને સિદ્ધ કરવા સમર્થ છીએ એમાં કશો સંશય નથી.

શ્રીઇષ્ટ કે જેઓ આ ભૂલોકમાં આપણા સદૃશ તનુમાં વિરાજતા હતા તે કાલે આપણુ સર્વપ્રતિ જેવો અપૂર્વ પ્રેમ અને અનુગ્રહ દર્શાવતા હતા તેવો અને તેથી પણ અધિક પ્રેમ અને અનુગ્રહ આજે પણ તેઓશ્રી તેમની અકલ ભૂમિકામાંથી અગમ્ય પ્રકારે આપણુ સર્વપ્રતિ દર્શાવે છે, તેવી સત્ય પ્રતીતિ આપતાં તથા તે અપાર કરુણાનિધિ ઇષ્ટશ્રીના સ્વરૂપચિંતનમાં ઉત્તરોત્તર અધિક વેગથી પ્રેરાવા સર્વને પ્રોત્સાહન કરતાં, વૃત્તિ ઇષ્ટમહિમામાં વિરમે છે. इति.

---

॥ ૐ શ્રીં ॥

## अभ्यर्थना.

**પદ ૧.** કલ્યાણ. (સૃષ્ટિમાં અમૃતવૃષ્ટિ આજ તો વર્ષી રહી, એ લય.)

સાધકોપર દૃષ્ટિ આજે અમૃતમય નાંખજો ધ્રુવ.

દોષકોશ સર્વ કાપી, [1]આત્મતોષ આપજો.
સાધી [2]વૃત્તિસપ્રમોષ, [3]દુઃખક્રોશ કાપજો, સાધકો૦
[4]કામચોષજન્ય શોષ, સર્વનો નિવારજો,
ટાળી રોષ [5]સત્ત્વજોષ, આપી સદ્ય ઠારજો, સાધકો૦
આર્તનો [6]ઉદ્‌ઘોષ સુણી, [7]મોહમોષ મારજો,
[8]ક્ષતિ દુર્મતિની કરી, સત્કૃતિ વધારજો, સાધકો૦
દુઃખહેતુમાત્ર ટાળી, [9]સુખસેતુ બાંધજો,
વક્ર વે'નુ રોધી ચિત્ત, આપપદે સાંધજો, સાધકો૦
આધિ વ્યાધિ ને ઉપાધિ, વિશ્વમાંથી ટાળજો,
સાધી સાધનોને વાધે, સુખે એમ ભાળજો, સાધકો૦
યમ ને નિયમે તથા, શમ દમે પ્રેરજો,
ધારણા ધ્યાન સંયમે, ક્રમે ક્રમે હેરજો, સાધકો૦
સ્થૂલ સૂક્ષ્મ વાસનાઓ, અંતરથી ટાળજો.
[10]મૂલા તુલા ત્રાસ ટાળી, સ્વપ્રકાશે વાળજો, સાધકો૦
ત્રિવેણીનો તટ દાખી, ઘટને ઉજાળજો,
હઠથી આ શઠ મન, ઝટ પદે ઢાળજો, સાધકો૦
વિધવિધ ઈશરૂપ, ષટ્ ચક્રે દાખજો,
અંતે તદ્રૂપ આપ ભવ-ભૂપ માંહિ રાખજો, સાધકો૦

---

## भक्ति ए ज सुखनो प्रधान हेतु छे.

**પદ ૨.** સદ્‌ગુરુની સંગતિ રે શોધી નહિ મળે, એ લય.

સુખને ઇચ્છો સાધક જન જો વિશ્વમાં,
સત્વર હૃદયે સ્થાપો શ્રીગુરુરૂપ જો,
અવર પ્રયત્ને સાધારણુ મતિ નાંખજો,
તન મન પણ આમાં કરજો તદ્રૂપ જો, સુખને૦ ૧

---

૧ આત્મામાં તૃપ્તિ. ૨ વૃત્તિનો નિરોધ. ૩ દુઃખવડે થતું રુદન. ૪ કામનારૂપી અગ્નિના દાહથી ઉત્પન્ન થયેલો. ૫ સત્ત્વનું સુખ. ૬ વિલાપ. ૭ મોહરૂપી ચોર. ૮ નાશ. ૯ સુખનો પુલ. ૧૦ સમષ્ટિ તથા વ્યષ્ટિગત અવિદ્યા.

વિવેકથી જોજો આ અવર ક્રિયા બધી,
સુખકરતાં દે [૧]શતગુણ અધિક દુઃખ જો,
પણ સત્સાધન તો યત્કિંચિત્ દુઃખથી,
અવશ્ય જીવને અર્પે અખંડ સુખ જો, સુખને૦ ૨
પ્રિયતમ પ્રભુને જોવા નિશદિન ઇચ્છીએ,
પણ જો યત્ને ધારી રહીએ પ્રમાદ જો,
તો શતજન્મ જતાં પણ આવે ક્યા વિધિ,
અનુપમ ઈશિતનુદર્શનનો સ્વાદ જો, સુખને૦ ૩
કરીએ નિશદિન માલવિનાની બહુ ક્રિયા,
સત્ક્રિયા કરતાં થઇએ અક્રિય જો,
એવું મિથ્યા જ્ઞાન ધર્યે દુઃખ ના હટે,
સમજી સત્વર થાવું [૨]સાધનપ્રિય જો, સુખને૦ ૪
સત્ક્રિયા કરનારા સુખને પામતા,
દુષ્ટ ક્રિયા કરનારા દુઃખી હોય જો,
[૩]અબાધિત એ નિયમ જગતમાં જાણીને,
બુદ્ધિમંતો શુદ્ધ પ્રયત્ને મોહ્ય જો, સુખને૦ ૫
સાત્ત્વિક ક્રિયા સત્સુખને પ્રકટાવતી,
જે છે જીવોએ ધરી નરતનુ [૪]પ્રાપ્ય જો,
અવર ક્રિયાનાં સુખ તો કહેવા માત્ર છે,
તપ્ત લોહપર જેવો બિંદુ [૫]આપ્ય જો, સુખને૦ ૬
સુખના સાધક હેતુઓને જાણવા,
દુઃખસાધક હેતુઓને લહી તેમ જો,
સાધક હેતુ સાધી બાધક બાધીએ,
તો સુખને સત્વર લહીએ ના કેમ જો, સુખને૦ ૭
ચંચલતા મનની હેતુ દુઃખનો કહ્યો,
સ્થિરતા, સુખનો હેતુ વર્ણે પ્રજ્ઞ જો;
તેથી [૬]લોલુપતા મનની હરવા સદા,
સ્થિરતા કરવા કઠિને કસતા સુજ્ઞ જો, સુખને૦ ૮
વિષયેચ્છા આ મનને ચંચલ રાખતી,
વિષયે વિરાગ રાખે મનને સ્થિર જો,
વિવેકથી વિષયેચ્છા ક્રમથી કાપીને,
હૃદયે થાવું વિરાગી સાધક વીર જો, સુખને૦ ૯

---

૧ સોગણું. ૨ સાધનમાં પ્રીતિવાળા. ૩ અપવાદરહિત. ૪ મેળવવા યોગ્ય. ૫ પાણીનો. ૬ ચંચળતા.

પ્રભુપદમાં પ્રીતિ જેમ જેમ વધારીએ,
તેમ તેમ છૂટે આ વિષયોના રાગ જો,
તેથી સરલ પ્રભુભક્તિને સાધવી,
સાચો વિરાગ નથી આ તામસ ત્યાગ જો, સુખને૦ ૧૦
દુઃખરૂપ આ સંસાર થતો સુખરૂપ ના,
પ્રયત્નથી પણ કદી કરી દઢ ઉર એહ જો,
સાંસારિક સુખની દૃઢ મમતા ત્યાગવી,
અચલ સુખદ સુખસ્વરૂપે ધરવો સ્નેહ જો, સુખને૦ ૧૧
પ્રભુનું ધ્યાનસ્મરણચિંતન આ વિશ્વમાં,
ક્ષાર સમુદ્રે મિષ્ટ લહરીજલતુલ્ય જો,
ભવદાવાગ્નિમધ્યે હિમની વૃષ્ટિ છે,
દરિદ્રને કર ચિંતામણિ અમૂલ્ય જો, સુખને૦ ૧૨
ઇષ્ટસ્મરણચિંતનસમ શ્રેષ્ઠ ક્રિયા નથી,
ભુર્ ભુવર્માં કે પાતાલે ક્યાંહિ જો,
એ નિશ્ચય દૃઢ કરીને સત્વર સુજ્ઞ તો,
પ્રભુ ભજતા રહે [1]અવિરત સુખે શમાહ્ય જો, સુખને૦ ૧૩
ઇન્દ્રિયનાં સુખ વિનાશી, દુઃખદ તેથી તે,
સુખ [2]અતીન્દ્રિય અખંડ તેથી સત્ય જો,
અખંડ ત્યજી નવ ક્ષણભંગુરમાં રાચીએ,
ગંગા ત્યજી આકળજળ ધરીએ ન ચિત્ત જો, સુખને૦ ૧૪
પ્રભુપદ જાણી સકલ સુખોનો પરાવધિ,
સમગ્ર લાભોમાં જાણી પર લાભ જો,
સમગ્ર જ્ઞેયવિષે ગણી જ્ઞેયચૂડામણિ,
નિશદિન યજીએ ધારી પ્રેમ અમાપ જો, સુખને૦ ૧૫
સુખસ્વરૂપ પ્રભુ ભજતાં સુખમય અંતમાં,–
થાવું, છાંડી દુઃખદ આ જીવત્વ જો,
એ જ પરમ કર્તવ્ય લહી આ લોકમાં,
પ્રભુ સ્મરવા અવિરલ ધારો પુરુષત્વ જો, સુખને૦ ૧૬

---

**ભવરણમાં પ્રવેશાવા મનને પ્રવર્તનરૂપ વચનો.**

પદ ૩. (અબ ચલે ન મોહન તેરા, એ લય.)

મન હવે, મન હવે, મન હવે ન કાયર થાજે, વીર બનીને ભવરણ ધાજે.
ગુરુયુક્તિરૂપી અસિ સ્હાજે, રિપુશિર છેદી લે આજે. ધ્રુવ૦

---

૧ અખંડ. ૨ ઇંદ્રિયથી પર.

જો અનથ ષડ્રિપુકેરો, હૃન્મંદિર ધાલ્યો ઘેરો,
કસી કટિ જા, શત્રુપ્રતિ ધા, કરી ઝટ ધા, સ્વતંત્ર સુહાજે, વીર૦
નથી રિપુનું બળ કંઇ ભારે, કાં જે હરિગુરુ ભુજ વ્હારે,
કરી વીર હાક, તોડ રિપુછાક, ન જાએ નાક, ધૂમ રણ ગાજે, વીર૦
તું ભક્તિકવચ મન ધરજે, પછી નિર્ભય રણુ સંચરજે,
પડી રિપુમધ્ય, હણી સઉ સધ, રહીને અવધ્ય; દેશ નિજ જાજે, વીર૦
અરિ હણી ગગનગઢ ચઢજે, નિજ પદમાં પાયે પડજે,
અખંડ સુખધામ, કરી વિશ્રામ, દાસ બની રામ, પીયૂષ પી પાજે, વીર૦

---

**भोइशचिंतन प ज वास्तविक सुखैषी पुरुषनुं कर्तव्य छे.**

પદ ૪. ( આતમ વિશ્વપ્રકાશક પૂરણ છે પરમાતમારે, એ લય. *)

સત્ ચિત્ આનંદ સદ્દગુરુદેવ હૃદયમાં ધારીએ રે,
ફરી ક્યાં મળવો આવો માનવતનુપ્રસંગ,
ધરીને અભંગ અંગ ઉમંગ જીવત્વ નિવારીએ રે. ધ્રુવ.
સંયમકેરી સઘળી યુક્તિઓ સંભારીએ રે,
થાવા સત્વર પ્રાણાધાર પ્રભુનો સંગ. સત્ ચિદ્દ૦
જે જેનું ચિંતન કરે, તે તેમય થઇ જાય,
પ્રભુ ચિંતી પ્રભુમય થવું, કીટભ્રમરને ન્યાય.
ક્ષણુ ક્ષણુ મંગલમય પ્રભુનામ મુખે ઉચ્ચારીએ રે,
ક્રમથી શૂન્યે શમતાં રહીએ નિત્ય અસંગ. સત્ ચિદ્દ૦
જડ અસત્ય દુ:ખ આ સકલ, જ્ઞાન સત્ય સુખ ઈશ,
દૃશ્યથકી સુખજ્ઞાનનો, સંભવ ના દશ દિશ.
તેથી ત્યજી આ [1]લોલુપતા હરિમાં મન ઠારીએ રે,
વિધવિધ સંકલ્પોનું પ્રબલ કરી બલ ભંગ. સત્ ચિદ્દ૦
જઇએ શીદ વન પર્વતે, સહીએ શીદ બહુ કષ્ટ,
વ્યવહારે રહી ચિંતીએ, પ્રિય પ્રભુ પ્રહરો અષ્ટ.
[2]દરે પેશી ષડ્રિપુ ભયને સહજ વિદારીએ રે,
નિર્ભય રમીયે અભયવરદ પ્રભુના [3]ઉત્સંગ. સત્ ચિદ્દ૦
અધિકારીતનુ પામીને, કરીએ હરિમંદિર,–
આ તનુ અનેક યત્નથી, વિવેકી સાધક ધીર.
હૃદયે વાદિત્રો વગડાવી હરિ પધરાવીએ રે,
અંતર્મુખ રહી, થઇએ પ્રભુપદપંકજ [4]ભૃંગ. સત્ ચિદ્દ૦

---

* "પુનમ ચાંદની" ના લયથી પણ ગવાશે. ૧ ચંચળતા ૨ હૃદયગુહા. ૩ ખોળો. ૪ ભ્રમર.

સાચા પ્રેમે એક ક્ષણ, જો હરિ હૃદય ચરાય,
જીવલોહ[1] આ હરિરૂપી, સઘ સ્પર્શમણિ થાય.
સમજી એવું આ વિષયોનો પ્રેમ વિસારીએ રે,
[2]કમનીય પ્રભુરૂપ દીપે પડીએ બની પતંગ. સત્ ચિદ્૦
ત્યજીને વિષયાસક્તિ આ, ભજીને પ્રભુના પાય,
સજીને સદ્ગુણો સકળ, શમીયે નિજપદમાંય.
આપે ઉદ્ધરી અવર જીવોને વીર ઉદ્ધારીએ રે,
ગુરુકરુણાથી સ્થિર થઇ વસીએ [3]ઉન્નતિશૃંગ. સત્ ચિદ્૦

---

## મહાર્હમહોત્સવ.

પદ ૫. ( કાફીમિશ્રિત નૃત્યગતિ કલ્યાણ )

વીરો! આવો ઉત્સવ શુભતમ વળી દુર્લભતમ પાછો ના'વે રે,
ના'વેરે, ના'વેરે, ના'વેરે—વીરો! આવો૦ ધ્રુવ.
અજય્ય [4]દૂષણદલ દળવાનો,
અવ્યય નિજપદમાં ભળવાનો,
અમેય[5] સાધનધન રળવાનો, વીરો! ૧
નિષ્કલ સકલ સ્વરૂપ કળવાનો,
સૈન્ધવવત્ સુખમાં ગળવાનો,
સચ્ચિત્સુહૃદ્‌ને મળવાનો, વીરો! ૨
પાપપિશાચસમૂહ છળવાનો,
રમ્ય સુકૃતમાર્ગે વળવાનો,
ઉપશમસદનવિષે[6] હળવાનો, વીરો! ૩
પથ્ય શ્રવણભોજન કરવાનો,
મોહન મનનવસન ધરવાનો,
નિદિધ્યાસનઉપવન ફરવાનો, વીરો! ૪
વિષયવિમૂઢ મન પ્રબોધવાનો,
વિતર્કવાનર નિરોધવાનો,
વિમુક્તિવીથિ[7] પ્રશોધવાનો, વીરો! ૫
દુર્મતિદિતિસંતતિને[8] હણવા,
પુણ્યમહામંદિરને ચણવા,

---

૧ જીવરૂપી લોઢું. ૨ અત્યંત સુંદર. ૩ ઉન્નતિનું શિખર. ૪ શત્રુસૈન્ય. ૫ ન માપી શકાય એટલું, અપાર, ૬ શાન્તિરૂપ ગૃહમાં. ૭ મુક્તિનો ગુપ્ત માર્ગ. ૮ કુમતિરૂપ દિતિની દુર્વિકારરૂપ પ્રજાને.

શ્રીગુરુશુશ્રૂષાફલ લહુવા, વીરા ! ૬
શ્રીસદ્‌ગુરુગુણગર્જનભૂષણુ[1]
પાતકચયવૈરૂપ્યપ્રમૂષણુ[2]
ધરવા કંઠે કમન[3] અદૂષણુ, વીરા ! ૭

**કૌ॰ વિ॰**

---

## ઇષ્ટાનુગ્રહનું અમોઘત્વ અને પુરુષપ્રયત્નનો પ્રતાપ.

**પદ ૬.** પડરિથી, માંડો સુજન સંગ્રામ, એ લય.

સુખપ્રદ પુણ્ય **નૃહરિ**ના પાય, નિગમ યશ જેનો નિશદિન ગાય. ધ્રુવ.
જાણ્યે અણુજાણ્યે પણુ જેનો, સ્પર્શ કદિ થઇ જાય,
મોહલોહપણું જાય, સુવર્ણુપ્રભાય, સમાધિ સુહાય- સુખપ્રદ॰ ૧
ગાંડો ઘેલો મનનો મેલો, પણુ જો ગુરુની સ્હાય,
સઉથી પહેલો થાય, વહેલો ધાય, નિવારી અપાય- સુખપ્રદ॰ ૨
કેસરિને કુલ અવતરતાં, ભુજ-બલ સ્વાભાવિક કાય,
નિસર્ગથી જ સધાય, સકલ સદુપાય, મળ્યે ગુરુરાય- સુખપ્રદ॰ ૩
આંખો મીચી બલથી બેસે, તો પણુ ભાસ જણાય,
સૂર્યોદયથી સદાય, વૃથા નવ જાય, ગુરુની છાય- સુખપ્રદ॰ ૪
સહજ પ્રયત્ને સહસ્રધા જે, ફલ દે **નૃહરિ** કૃપાય,
સબલ પ્રયત્ન કરાય, સ્વગર્વ વિનાય, (તો) નગીન શું ન થાય?-સુખપ્રદ॰ ૫

**સંઘવી.**

---

## વિષયીને સિંહરૂપે પ્રતીત થતા કામક્રોધાદિ મુક્ત પુરુષોને શૃગાલરૂપે પ્રતીત થાય છે.

**પદ ૭.** ષડરિથી માંડો સુજન સંગ્રામ, એ લય.

ષડરિ છે, તેને શિયાળસમાન. ધ્રુવ.
ગુરુઅનુગ્રહરૂપ જેણે મેળવ્યો, ત્રિભુવનવિજયી કૃપાણુ[4],
નિશદિન ધરી ગુરુધ્યાન, વિસારી દશ્યભાન, ગગન કર્યું સ્થાન, ષડરિ॰
યમનિયમાદિ યોગાંગોથી મનમળ બાળી નિદાન,
અભ્યતંર ગ્રહી પ્રાણુ, આકર્ષી અપાન, શુણ્યું દિવ્ય ગાન, ષડરિ॰
વિધવિધ મુદ્રાભ્યાસે જેણે મોડયું મનનું તાન,
કરીને ત્રિવેણીમાં સ્નાન, વિશુદ્ધ કરી [5]વાન, નિવાર્યું અજ્ઞાન, ષડરિ॰
આધારાદિ ચક્રો વીંધી, કરી કુંડલિનીઉત્થાન,

---

૧ શ્રી સદ્‌ગુરુના ગુણોના કીર્તનરૂપ અલંકાર. ૨ પાપસમૂહરૂપ વિરૂપતાને હણુનાર. ૩ સુંદર, રમ્ય. ૪ ખડ્‌ગ. ૫ શરીર.

કરી પૃથ માર્ગે પ્રયાણ, ગ્રહી ગુરુસાન, પીયૂષ કર્યું પાન, ષડરિ૦
ઇષ્ટવિષે નિજ હું પદ ગાળી, પૃથક્ ત્યજ્યું અભિમાન,
ભજીને શ્રીભગવાન્, અથવા તત્ત્વજ્ઞાન, મેળવ્યું નિર્વાણ, ષડરિ૦

---

**वृत्तिनुं चांचल्य निवारवा श्रीहरिने विज्ञप्ति.**

પદ ૮. ( કાનુડો ન જાને મોરી પીર, એ લય. )

વૃત્તિઓ ન લક્ષ્યે થાતી સ્થિર,
નાથ કરુણામૃત ઢાળોરે, વૃત્તિઓ૦
વિષયો વિસારી ધારી આપને બેસું જ્યારે,
છટકે છે જેમ છૂટે તીર, છૂટે છરરરરરરરરરે, વૃત્તિઓ૦
બળ કરી કરી કદી સ્થાપું છું [1]અંતરાલે,
ઝરી જતી જેમ ઝરે નીર, ઝરતી ઝરરરરરરરરરે, વૃત્તિઓ૦
હસ્તમાં ના'વે પ્રભુ દાવ બહુ સાધું તોએ,
[2]મોહધી વહે, ન રહે તીર, સરતી સરરરરરરરરરે, વૃત્તિઓ૦
શબ્દને સ્હાયે ક્ષણે, ક્ષણે રસે રૂપે ધાયે,
સ્પર્શે ગર્કતી થઇ અધીર, ગર્કે ગરરરરરરરરરે, વૃત્તિઓ૦
એક મૂકી બીજું ઝાલે, બીજું મૂકી ત્રીજે મ્હાલે,
કપિસમ ભાગે એ બહિર્, ભાગે ભરરરરરરરરરે, વૃત્તિઓ૦
જપપંજરે હું પ્રભુ, પકડીને પૂરવા ઇચ્છું,
ઉડી જતી જેમ ઉડે [3]કીર, ઉડતી ફરરરરરરરરરે, વૃત્તિઓ૦
જાગ્રત્ સ્વપ્ને સદા, વલવલ કરતી રહેતી,
ઠરતી ન દુઃખી એ અસ્થિર, બળતી ચરરરરરરરરરે, વૃત્તિઓ૦
તમરજ દોષે સ્વામી, રહે સદા મૂઢ કામી,
બોધ ન શુણતી એ [4]બધિર, ખરતી ખરરરરરરરરરે, વૃત્તિઓ૦
અનુગ્રહ કરજો તેથી, વૃત્તિ રહી સ્થિર જેથી,
આપને ભેટી નગમંદિર, થાયે હર હર હર હર રે,
ત્રોડી આ જીવપદરૂપ [5]જંજીર. વૃત્તિઓ૦

---

**यथार्थ विरागना आविर्भावकाले साधक वृत्तिना उद्गार.**

પદ ૯. (શું નટવર વસંત થેઇ થેઇ નાચી રહ્યો. એ લય.)

શો સુખકર વિરાગ રવિવિલસી રહ્યો,
વિલસી રહ્યો, ઉર વિલસાવી રહ્યો, શો સુખકર૦ ધ્રુવ.

---

૧ ત્રિકુટી, હૃદય, મૂર્ધ આદિ લક્ષ્ય સ્થાનોમાં. ૨ મોહસમુદ્ર. ૩ પોપટ. ૪ બહેરી. ૫ બેડી.

શીતલ શરદ્ પ્રભાતસમ, શાંત સુરમ્ય પ્રકાશ,
હૃદયે આ શો વિસ્તર્યો, અંધકાર કરી નાશ.
[૧]તિમિરવિહારી વૃત્તિવાગોલો નાસતી,
મોહપિશાચ સઘ છૂપી ગયો;
છૂપી ગયો, દુઃખ છૂપાવી ગયો, શો સુખકર૦ ૧
સુખ સમજાયું સુખ ઉરે, દુઃખ સમજાયું દુઃખ
ભ્રાંતિ ટળી સઉ, પ્રસરતાં,—વિરાગભાનુમયૂખ.[૨]
નથી સર્પ, આ [૩]રજ્જુ એમ, અનુભવ ઉલટચો રે,
[૪]નામરૂપ જડાંશને સ્થાન, ચિદ્ અંશ પ્રકટચોરે.
સદ્ગુણપંકજ ખીલીયાં, [૫]મુદિત થયો મનભૃંગ,
દુર્ગુણકુમુદિની લળિ પડી, છૂપ્યો કામભુજંગ.[૬]
ભવરોગકારી ટળ્યા સંસ્કારજંતુઓ,
ગહન [૭]ગુહાનો પંથ દૃષ્ટ થયો,
દૃષ્ટ થયો, [૮]નિજપદદર્શી થયો, શો સુખકર૦ ૨
[૯]અશુચિ [૧૦]શુચિના ભાસતું, કુરૂપ સુરૂપ ન જણાય,
અનિત્ય નિત્ય ન મન જુએ, [૧૧]વિરાગાર્કદ્યુતિમાંહ્ય.
મહામોહક વિધવિધ ભોગ, રોગરૂપ સ્ફુરતા રે,
સમ ઊર્ધ્વ અને અધો લોક, શોકકર ઠરતા રે.
જે જેવું છે તેમ તે, થયું સઘ વિસ્પષ્ટ,
ઇન્દ્રજાલ આ ઓસરી, થતાં અવિદ્યા નષ્ટ.
જન્મમૃત્યુનું ભય હૃદયે ન ત્રાસ દે,
અભય દુંદુભિનાદ ગાજી રહ્યો,
ગાજી રહ્યો, નભ ગજાવી રહ્યો, શો સુખકર૦ ૩
*સ્વાધિષ્ઠાન *મણિપુરે, *અનાહતાદિ માંહ્ય,
નાના ઉત્સવ થઇ રહ્યા, કથતાં તે ન કથાય.
સ્થળ સ્થળ વિદ્યુતસમ દિવ્ય, જ્યોતિઓ ચમકે રે,
દિવ્ય [૧૨]નર્તન થાતું હોય, પાય તેમ ઠમકે રે.
દિવ્ય નાદ શ્રવણે પડે, આવે દિવ્ય સુવાસ,
દિવ્ય રૂપરસસ્પર્શ પણ, પ્રસર્યાં ચારે પાસ.

---

૧ અંધારામાં ફરનારી. ૨ વિરાગરૂપી સૂર્યનાં કિરણ. ૩ દોરડી. ૪ માયાના નામ અને રૂપ એ અંશોને સ્થાને ચેતનના સત્ ચિત્ વગેરે અંશો પ્રકટ થયા. ૫ પ્રસન્ન. ૬ કામરૂપી સર્પ. ૭ સુષુમ્ણાનો માર્ગ. ૮ આત્મપદને દર્શાવનારો. ૯ અપવિત્ર. ૧૦ પવિત્ર. ૧૧ વિરાગરૂપી સૂર્યના પ્રકાશમાં. * છ ચક્રોમાંનું એક. ૧૨ નાચ.

ગગનમંદિરે [1]આરાત્રિક દિવ્ય ઊતરે,
જય જય ઘોષ ચૌદ લોકે વળ્યો,
લોકે વળ્યો, ચૌદ લોકે વળ્યો, શો સુખકર૦ ૪

---

## अंतिम अभ्यर्थना.

### પદ ૧૦. માલકોશ.

નમીએ પ્રભો આપને નેમથી, રમીએ ગુરુઅંઘ્રિમાં પ્રેમથી,
શમીએ સદા આપમાં ક્ષેમથી, વિભો ! આપ વિના ઉગારો નથી. ૧
કરી કર્મને મર્મ ના જાણીએ, ખરો ધર્મ ને શર્મ ના માણિએ,
કરી વાત ગાચી રહ્યા વાણિએ, કૃપાનાથ! આજે દયા આણિએ. ૨
ઘણા દોષના કોશ છીએ ખરે, વળી રોષને તોષ છે અંતરે,
કુડો કામ જામી હૃદેમાં ઠરે, કૃપા આપનીથી જ અર્થો સરે. ૩
નથી લોભનો થોભ આ ચિત્તમાં, રહ્યા ક્ષોભ ધારી બીજાની તમા,
રમામાં રમી ના રમ્યા સારમાં, ઉગારો ગળ્યા ક્ષાર સંસારમાં, ૪
ઉઠે જ્ઞાન અજ્ઞાન ત્યાં આવરે, ખીલે યોગ ત્યાં ભોગ ડાચાં ભરે,
ભીડે ભક્તિ ત્યાં ભુક્તિ ભૂંકે અરે ! કૃપા આપની તો અભાગી તરે. ૫
નથી પાત્રતા છાત્રતા ક્યાં થકી, નહિ શિષ્યતા તો ન શિક્ષા પકી,
બધું કાચું છે સાચું કહીએ ધકી, ખરો આશરો આપનો છે નકી, ૬
કરાવો સુયત્નો હરો પાપને, કિંવા દાખજો જે ગમે આપને,
તથાપિ **नृसिंहेश** એ નામથી, ઉગારી લીઓ વિશ્વસંગ્રામથી.

---

[1] આરતી.



# સદુપદેશશ્રેણી.



સ્ત્રીસંસદ્‌માં
સ્ત્રિયોએ આપેલાં
વ્યાખ્યાનો.

૧ સંતોષ.
૨ સ્ત્રીકર્તવ્ય.
૩ સ્વદોષદર્શન.



॥ ૐ શ્રીં ॥

# संतोष.

## આરતી.

હાં રે પ્રભુપદમાં નમો નરનારી,
ગ્રહી સંપત્તિ ઉરમાં સારી રે. પ્રભુ૦
લોભતણું મૂળ પ્રથમ વિદારો,
સુગુણ સંતોષને ધારી રે. પ્રભુ૦
દોષતણા ક્રોધોને પ્રજાળી,
રહીએ મનને મારી રે. પ્રભુ૦
શુદ્ધ વિવેક ગ્રહી જગ વહેતાં,
થાવું છે ઉચ્ચ અધિકારી રે. પ્રભુ૦
મારૂં મારૂં કરી મરવું અંતે,
જુઓની વાત વિચારી રે. પ્રભુ૦
શાસ્ત્રો શ્રવણ કરી સાર સમજવા,
બુદ્ધિને સદ્ય સુધારી રે. પ્રભુ૦
જવ લગી સાર ગ્રહ્યા નથી વાંચી,
થાતી અવિદ્યા ન ન્યારી રે. પ્રભુ૦
નિશદિન પ્રયત્ન કરીને ઝાઝો,
શોધવી મુક્તિની બારી રે. પ્રભુ૦

આ જગત્માં સર્વ મનુષ્યે પોતાના હૃદયમાંથી દુર્ગુણ દૂર કરી સદ્દગુણ ધારણ કરવા પ્રયત્નવાન્ થવું જોઇએ. હવે ગુણ તે શું અને દોષ તે શું તેનો આપણે પ્રથમ વિચાર કરીએ. પ્રાણિમાત્રને દુઃખ આપનાર છ શત્રુઓ ગણાય છે અને તે છ શત્રુઓ કામ, ક્રોધ, લોભ, મોહ, મદ અને મત્સર છે. આ શત્રુમાં લોભ એ પ્રબળ શત્રુ છે અને એનું બળ હણનાર સદ્દગુણ તે સંતોષ છે.

સંતોષનું સ્વરૂપ કેવા પ્રકારનું છે એ સર્વને જાણવાની અગત્ય છે. જરૂરકરતાં વધારે પદાર્થો મેળવવાની ઇચ્છા ન થવી એ સંતોષનું મુખ્ય લક્ષણ છે. આશાનો અંત નથી તેથી અસંતોષી રાજા-કરતાં પણ સંતોષી દરિદ્રી સુખી ગણાય છે. માટે દરેક મનુષ્યે પોતાને જે પ્રાપ્ત વસ્તુઓ હોય તેવડે સંતોષ માનવો અને તેમાં સ્ત્રી-જાતિએ તો અવશ્ય સંતોષ રાખવો જોઇએ. શાસ્ત્રમાં આપણ સ્ત્રીજાતિવિષે અષ્ટ દોષ કહ્યા છેઃ—

દોહરા.

જુઠું વેણ વદે સદા, કરતાં સાહસ કામ,
છળ કપટ રચતાં બહુ, બોધ ન માને તમામ.
લોભ અતિશય મન ધરે, નવ ખપ જેનો ગણાય,
અશૌચ નિર્દયતા અતિ, જોતાં એમ જણાય.
દોષ અનેક ભર્યા હદે, તદપિ જાણે એમ,
મુજસમ ગુણી જન કો નથી, વદતાં જ્યાં ત્યાં તેમ.
ઉર અભિમાન ધરે ઘણું, તે કદીએ ન હણાય,
દોષ અષ્ટ આ સ્ત્રીતણા, શાસ્ત્રપુરાણે ભણાય.

ઉપર વર્ણવેલા દોષોથી બચવાને સારૂ આપણે નિરંતર ઉદ્યોગ કરવો જોઇએ અને તે દોષોથી મુક્ત કરનાર સંતોષ જ છે.

સંતોષ એ જ મનુષ્યનું અખુટ ધન છે. સંતોષરૂપી સદ્દગુણ જે સ્ત્રીમાં જોવામાં આવતો નથી તેનું હૃદય નિરંતર ક્લેશથી દગ્ધ થતું જોવામાં આવે છે. પોતાનો પતિ ખાનપાનાદિ સર્વ વસ્તુઓથી તૃપ્ત રાખે તોપણ તેના હૃદયમાં સંતોષનો અભાવ હોવાથી તે સ્ત્રી નિરંતર અગ્નિની પેઠે પ્રજ્વલ્યાં કરે છે અને પોતાના પતિને સંતોષ આપવાને બદલે ઉલટો સંતાપ આપે છે. 'વિવિધ વ્યવહારની વાટ છે વાંકી' એ નિયમે અનેક ક્લેશયુકત વ્યવહારથી તપ્ત રહેનાર પતિને પોતાનાં મધુર વચનથી શાંત પાડવા એ સ્ત્રીનું ભૂષણ છે અને અસંતોષથી 'અમુકને આવાં સારાં ઘરેણાં છે અને મારે તેમાંનું કાંઇ નથી' એવાં ક્લેશ આપનારાં વચનો વદી પતિને સંતાપ આપવો એ તો સ્ત્રીને દૂષણરૂપ છે.

સ્ત્રીએ તો સદ્દગુણરૂપી અલંકાર ધારણ કરી પોતાના ગૃહસ્થાશ્રમને શોભાવવો તથા પોતાના પતિઉપર ઈશ્વરસમાન ભકિત રાખી તેની આજ્ઞાનું પાલન કરવું એમ અનેક શાસ્ત્રોની આજ્ઞા છે, અને તે પ્રમાણે વર્તવાથી સુખી થવાય છે. સંસારમાં સર્વ મનુષ્યોની સ્થિતિ એક સરખી હોતી નથી. કોઈ વિશેષ ધનવાન્ હોય છે તો તે નાના પ્રકારના ભોગ ભોગવી આનંદ માને છે અને કોઇ સંપત્તિથી રહિત હોય છે તો તેનાથી તેવા પ્રકારના ભોગો ભોગવી શકાતા નથી. આ સ્થાને જો સદ્દગુણી અને વિચારશીલ સ્ત્રી હોય છે તો તે પોતાને પ્રાપ્ત સુખોથી સંતોષ માને છે પણ જો એ સ્થળે અજ્ઞાની સ્ત્રી હોય છે તો તે હમેશાં અસંતોષમાં રહ્યાં કરે છે. તેના હૃદયમાં નાના પ્રકારના તરંગો ઉઠે છે કે 'અરે પ્રભુ ! મારા કરતાં આ વધારે ભાગ્યવાન્ છે. અને જો આટલું ધન મળે તો હું અનેક પ્રકા-

રનાં સુખ ભોગવવું.' અને આવી લાલસાથી ન્યૂન દ્રવ્ય પ્રાપ્ત કરનાર પોતાના પતિઉપર સાત્વિક પ્રેમ રાખતી નથી અને વારંવાર તેને કટુ વચનરૂપી બાણો માર્યા કરે છે અને ગૃહકાર્ય પણ અસંતોષથી ન છુટકે કરે છે. સર્વ સુજ્ઞ સ્ત્રીઓએ આવી દુષ્ટ સ્ત્રીઓનો પ્રાણાંતપર્યંત પણ સંગ ન કરવો અને કદાચ કોઇને એવો પ્રસંગ આવે તો પોતાને પ્રાપ્ત સ્થિતિમાં આનંદ માની લેવો પણ પોતાના પતિને લેશમાત્ર પણ સંતાપ આપવો નહિ. આમ વર્તવાથી આપણા ગૃહસ્થાશ્રમની શોભા વધે છે.

કેટલીક સ્ત્રીઓને તો પ્રબળ રસેન્દ્રિય હોય છે અને તેઓ ખાવાપીવાના અનેક પદાર્થો બનાવી તેમાં ધનનો વ્યય કરી નાંખે છે અને પોતાની પાસે ધન ના હોય તો પ્રસંગે પોતાના અલંકારો પણ વેચે છે. અને પોતાના મનને સંતોષ આપવાને અનેક યુક્તિઓ વાપરે છે. ભલભલા શ્રીમંતો પણ પ્રબળ રસેન્દ્રિયને લીધે પાયમાલ થઇ ગયા છે માટે મનને આપણે વશ વર્તાવી જે કાંઇ ખાવા મળે તેથી સંતોષ માનવો,

કોઇને સંતતિતરફનું સુખ હોતું નથી તો તેમાં તે અસંતોષ માને છે, અને સંતતિ થવા માટે હરકોઇ ઉપાયો કરે છે અને તેથી પ્રસંગે ભારે નુકશાન પણ થાય છે. વળી કોઇ તો સંતતિને માટે ઘણાને પોતાનો હાથ બતાવે છે અને તેના વચનપર વિશ્વાસ રાખી જે ધન તે માગે છે તે આપે છે અને તેના કહ્યાપ્રમાણે ફળ ન મળવાથી પાછળથી પશ્ચાત્તાપ કરે છે કે ' વિના કારણથી મેં ધનનો નાશ કર્યો. '

સ્ત્રીઓને પોતાનું ગૃહ ત્યજી અન્યના ગૃહોમાં જવાથી ઘણા અનર્થો થાય છે કારણ કે સર્વ મનુષ્યોમાં સદ્દગુણ હોતા નથી અને દુર્ગુણ. માણસોની સોબતથી આપણામાં તેવા દુર્ગુણ આવે છે અને પારણામે આપણે ઘણું દુઃખ સહન કરવું પડે છે. માટે સ્ત્રીઓએ ગૃહમાં રહેવામાં જ સંતોષ માનવો અને હમેશાં સત્સમાગમમાં જ વિચરવું.

ઘણાં માણસોમાં આવા પ્રકારનો અસંતોષ જોવામાં આવે છે. કોઇ ધનવાન્ ઘણા ખરચથી ધાર્મિક ક્રિયા કરી વિવિધ પ્રકારનાં દાન આપે છે તે જોઇ તેમને એમ થાય છે ' કે મારા સમાન દુર્ભાગી કોઇ નથી કારણ કે મારી પાસે ધન નથી એટલે મારાથી કોઇ પ્રકારે પુણ્યદાન પણ થતું નથી તો મારાપર ઈશ્વરનો અનુગ્રહ ક્યાંથી થાય ?' ઈશ્વર કાંઇ ભારે દાન આપવાથી અથવા ઘણા ખરચવાળા યજ્ઞ કરવાથી પ્રસન્ન થતા નથી પણ દુર્ગુણના ત્યાગપૂર્વક

કરેલી સાત્વિક ભક્તિથી જ પ્રસન્ન થાય છે.

સંતોષને સેવનાર માણસ રાજાકરતાં પણ અધિક સુખનો ઉપભોગ કરે છે. સંતોષી માણસના હૃદયમાં રજોગુણ ઘણો ન્યૂન જોવામાં આવે છે. વિવિધ વસ્તુથી તેનું મન લોભાતું નથી અને તેથી કરીને મનના વ્યાપાર પણ ઓછા વેગવાળા થાય છે. સંતોષ-રૂપી બીજ જો રોપ્યું હોય તો ધીરે ધીરે વિરાગરૂપી ઝાડ પ્રફુલ્લિત થાય છે અને અંતે ઉચ્ચ અધિકારની પ્રાપ્તિ થાય છે. ખરો ધર્મ સમજવાથી ને શુદ્ધ કર્મ કરવાથી માણસને સદા સુખ મળે છે તેથી તદર્થે સર્વ કોઇએ યત્ન કરવો ઘટે છે. જ્યારે વિરાગરૂપી વૃક્ષ ખીલે છે ત્યારે મનુષ્યને સર્વ પદાર્થોપ્રતિનો રાગ છૂટી જાય છે અને પોતાના પ્રારબ્ધયોગે વ્યાવહારિક કાર્ય જે આવી પડે છે તે નિર્લેપ રહીને કરે છે. અંતરમાંથી રાગ છૂટી જવાથી કોઇ કાર્ય પ્રીતિપૂર્વક કરાતાં નથી અને વિરાગની કળા ચઢતી જાય છે અને પછી 'હું કોણ તથા જગતની ઉત્પત્તિ સ્થિતિ અને લય કેવા પ્રકારથી થાય છે' તેનું યથાર્થ જ્ઞાન થાય છે.

વ્યવહાર ખેડવામાં પણ માણસે સંતોષ માનવાની બહુ જરૂર છે. વ્યાવહારિક કાર્યનો કોઇ દિવસ અંત આવે એમ નથી, તથાપિ જેમ વિષના કીટને વિષમાં રહેવાથી આનંદ થાય છે તેમ આ જીવને સંસારમાં અનેક નિમિત્તથી અસહ્ય દુઃખ વેઠવું પડે છે. તોપણ તેમાં તેને આનંદ લાગે છે. પણ સંતોષ સેવી વિરાગ પામેલાંને તેમ થતું નથી. વ્યાવહારિક પ્રવૃત્તિમાં સંતોષ માનનારને પરમાર્થસાધનમાં ઉત્સાહ પ્રકટે છે.

પોતાના અંતઃકરણને સુધારવામાં સ્ત્રીએ કદાપિ સંતોષ માનવો નહિ, એટલે એમ નહિ માનવું કે 'હવે મને પૂર્ણતા પ્રાપ્ત થઇ છે.' પરંતુ સ્ત્રીઓને જેમ પોતાના ગૃહમાં સર્વ પ્રકારની સ્વચ્છતા રાખ-વાની ટેવ હોય છે તેમ પોતાના હૃદયમાં નાના પ્રકારના દોષો રહેલા હોય તેને વીણી વીણી ટાળી હૃદયને સ્વચ્છ કરવાનો પ્રયત્ન નિરં-તર જારી રાખવો અને ક્ષણિક સુખને આપનારી લૌકિક સંપત્તિમાં પ્રીતિ ન રાખતાં દૈવીસંપત્તિ જે સર્વ સુખના ભંડારરૂપ છે તે મે-ળવવા માટે આગ્રહ ધરવો.

પદ. પ્રભુ શિર ગાજે છે—એ લય.

ગુરુ શિર ગાજે છે; નથી ભય તેને આ જગમાંહ્ય. ગુરુ૦<br>
સબળ ગુરુનો આશ્રય જેને, આ જગમાં જ ગણાય,<br>
બોધામૃતના પાનથી તેના, ભયભ્રમ સઘ વિલાય. ગુરુ૦

ઉપદેશધ્વનિ શ્રવણે પડતાં, પ્રલય થતાં ઝટ પાપ,
મોહમાયા નવ પીડતી તેને, નહિ પીડે ત્રિવિધિ તાપ. ગુરુ૦
જે જન પ્રેમભક્તિથી જઇને, પડિયા શ્રીગુરુપાય,
સત્વતણો સંચય તે કરતા, અક્ષય દ્રવિણ કમાય. ગુરુ૦
મનન કીધું છે નિત્યે જેણે, સદ્દગુરુબોધવચન,
રિપુદળ સઘ હણાતાં તેનું, વિમળ થયું છે મન. ગુરુ૦
જેણે શ્રીગુરુદ્વારા જાણી લીધું જગતનું સ્વરૂપ,
તેને જીવન્મુક્ત દશાથી, ભાસે નહિ ભવકૂપ. ગુરુ૦
સબળ પુરુષાર્થ કરીને જેણે, જાણ્યું સ્વરૂપ અવિનાશ,
તેની તો ભ્રમણા ગઇ ભાગી, નિત્યે હરિ છે પાસ. ગુરુ૦
જીવ હવે નિર્ભય થઇ રહેજે, નૃસિંહગુરુને પ્રતાપ,
સાક્ષિવત્ જગમાં થઇ રહેજે, છે તુજ ભાગ્ય અમાપ. ગુરુ૦
ગુરુવિમુખી જોને જગમાં, આપમતિ પળનાર,
દોષ હૃદયના ન ટળ્યા તેના, તો ક્યાંથી મુક્તિદ્વાર ? ગુરુ૦
ધન તનુ આ તૃણવત્ લહેજે, તજીને ઉરથી કામ,
હરિગુરુદેવ કૃપાળ થયાથી, પામશે અખંડ ધામ. ગુરુ૦

[ ૫૦ ]

---

# સ્ત્રીકર્તવ્ય.

## પદ-ગરબી.

પ્રભુ પાય લાગી રંક અમો યાચીએ રે,
ટાળો દોષ જગે ગુણ ગાઈ રાચીએ રે. પ્રભુ૦
દયાનિધિ ! દયાવૃષ્ટિ વર્ષાવજો રે,
દેજો દર્શન હવે ન તર્ષાવજોરે. પ્રભુ૦
પ્રભુ સૌમ્ય દીપ્તિ હૃદયમાં ઝળહળે રે,
વૃત્તિવૃંદ થઇ શાંત તેમાં ભળે રે. પ્રભુ૦
આપી સદ્દગુણો પ્રતાપી પ્રભુ પાલજો રે,
યુદ્ધે આવતાં અરિદળો ખાળજો રે. પ્રભુ૦
સાધી કર્તવ્ય વસ્તુમાં વિરામીએ રે,
દુઃખલય કરી આપ પદો પામીએ રે. પ્રભુ૦
નરસિંહ પ્રભુ વર આપો બાળને રે,
સાચો પ્રેમ ધરી ભજીએ પ્રતિપાલને રે. પ્રભુ૦

આ જગત્‌માં જોતાં સહુથી ઉત્તમ મનુષ્યશરીર જણાય છે. તે શરીરમાં બે જાતિઓ હોય છે; એક પુરુષ અને બીજી સ્ત્રી. આપણા દેશની સ્ત્રીઓ પુરુષોકરતાં બુદ્ધિબલમાં બહુ ઉતરતી જોવામાં આવે છે તેમ જ સ્ત્રીઓ પણ પોતાની જાતને પુરુષથી અત્યંત નિકૃષ્ટ માને છે. પરંતુ ઈશ્વરની રચેલી સૃષ્ટિમાં બન્ને સમાન હોવાથી ઈશ્વરને ઓળખવાસંબંધી બંનેનાં કર્તવ્યમાં પણ ભેદ હોવો ઘટતો નથી.

પુરુષ અને સ્ત્રીની શકિતમાં ફેર નથી, તથાપિ પુરુષો પોતાનું કર્તવ્ય બરાબર સમજી યોગ્યતા વધારે છે અને સ્ત્રીઓ તેમ કરવા આદરતી નથી એટલે તેમની બુદ્ધિ જડજેવી થઈ જાય છે. જગત્‌માં ઉત્તમ મનુષ્યજન્મ પામી બુદ્ધિવિનાનાં થઈ રહેવા કરતાં સ્ત્રીએ પોતાના પતિના જ્ઞાનમાં ભાગીદાર થવું ઘટે છે. પુરુષના મેળવેલા ધનવગેરે સર્વ પદાર્થોમાં પોતાનો ખરો હક સમજનારી સ્ત્રીઓની સંખ્યા અપાર છે પરંતુ પોતાના પતિનાં જ્ઞાન તથા સદ્‌ગુણને પોતામાં ધારણ કરી તેની કીર્તિને વધારવામાં આનંદ માનનારી સ્ત્રી વિરલ જ હશે.

વિલાયતની કેટલીક સ્ત્રીઓ અધિક બુદ્ધિબળવાળી આપણને જણાય છે. પ્રસંગે તે આપણા દેશમાં આવે છે ત્યારે તેમની સ્તુતિ સર્વ જનો કરે છે, પણ તેવું બળ મેળવવાને આપણા દેશની સ્ત્રિયોને ઉત્સાહ થતો નથી.

વિદ્યા સંપાદન કરવા વૃત્તિને નિરંતર વેગ આપ્યાં કરવો અને જેણે વિદ્યા પ્રાપ્ત કરી ઉંચો અધિકાર મેળવ્યો હોય એવાં મનુષ્યોનો સમાગમ સેવી બુદ્ધિને કેળવવી. દૃષ્ટાંતરૂપે જેમ લોખંડનાં પાત્રો મૂકી છાંડવાથી તે ઉપર કાટ ચઢી અંતે અનુપયોગી થાય છે ને વાપરવાથી ઉજ્જવલ રહે છે, તેમ જ બુદ્ધિ પણ ન વાપરવાથી જડજેવી રહે છે અને તેને યોગ્ય કાર્યમાં જોડ્યાથી તે ખીલે છે. જ્યાંલગી બુદ્ધિ સ્થૂલ હોય છે ત્યાંલગી એ પોતાના દોષને પણ ગુણરૂપે સ્વીકારે છે, પણ જેમ જેમ તે શુભ માર્ગમાં દોરાઇ સૂક્ષ્મ થતી જાય છે તેમ તેમ એ પોતાની નિકૃષ્ટતા સ્પષ્ટ અનુભવે છે અને મિથ્યાભિમાનથી મુક્ત થાય છે.

બુદ્ધિને વધારવાનાં અનેક સાધનો છે અને તેમાં ઉત્સાહ એ મુખ્ય સાધન છે. જે સ્ત્રીઓને વિદ્વાન્ પતિ હોય તેમણે તો ખંત રાખી તેમની પાસેથી જ્ઞાન મેળવવું જોઇએ, અને જેઓ આવી અનુકૂળતા છતાં પણ પ્રમાદી રહે છે તેમનું તો કદાપિ શુભ થતું નથી. જેમને આ સાધન પ્રાપ્ત ના હોય તેમણે પુસ્તકોદ્વારા તથા સત્સમાગમથી પોતાના જ્ઞાનમાં વૃદ્ધિ કરવા તત્પર રહેવું. જે કાર્ય ઉત્સાહ

અને આગ્રહથી કરવામાં આવે છે તેમાં ઇષ્ટ સહાય થાય છે માટે અનેક વિઘ્નો નડે તો પણ આપણે આપણું કર્તવ્ય કર્યા જ કરવું અને આપણાં ગૃહકાર્યના વખતનો નિયમ કરી અવકાશનો સમય એમાં ગાળવો.

વ્યવહારપક્ષે જોતાં પુરુષ ગૃહમાં રાજ્યપદનો અધિકારી ગણાય છે કારણ કે બહારના સર્વ પદાર્થો પુરુષદ્વારા પ્રાપ્ત કરી શકાય છે. પુરુષ કુમારાવસ્થામાં અનેક દુઃખોને સહન કરી વિદ્યાભ્યાસ કરે છે અને ત્યાર પછી પોતાના પ્રારબ્ધાનુસાર દ્રવ્ય પ્રાપ્ત કરી ગૃહસ્થાશ્રમને સેવે છે. એ સમયે પુરુષ ગૃહનો રાજા અને સ્ત્રી રાણીસમાન છે. ગૃહનો સર્વ ભાર સ્ત્રિયે પોતાને શિર વહન કરવાનો છે. સર્વ કાર્યની વ્યવસ્થા રાખવી તથા સર્વ આશ્રિત જનોને પોતાનો સ્વધર્મ સૂચવવો એ સ્ત્રીનું કર્તવ્ય છે. પુરુષને કરવાનાં જે જે કાર્ય ગૃહમાં રહીને આપણાથી થઈ શકે એવાં હોય તે કરવાં પણ બહારનાં કામ કરવા વિચરવું નહિ. કારણ કે એમ કરવા જતાં અનેક પુરુષોસાથે આપણે વાણીનો વ્યાપાર કરવો પડે છે ને તેથી આપણા સ્ત્રીત્વનું મુખ્ય ભૂષણ જે લજ્જા તેનો લોપ થાય છે. સ્ત્રીજાતિએ પોતાને પ્રાપ્ત પતિના ગૃહનો સર્વ ભાર વહન કરવો પણ પતિના બહિર્ના વ્યવહારમાં જોડાવું એ નીતિથી વિરુદ્ધ છે, માટે સુજ્ઞ સ્ત્રીઓએ દૂષણરૂપ વ્યવહારથી વિમુખ રહી ભૂષણરૂપ જે જે કાર્યો હોય તે સાધવામાં પ્રીતિવાળાં થવું એ જ હિતકર છે.

ગૃહમાં ઉપયોગી એવા દ્રવ્યાદિ અનેક પદાર્થો પુરુષો મેળવે છે તથાપિ સ્ત્રી જો તેની યોગ્ય વ્યવસ્થા કરતી નથી તો તે આણેલા પદાર્થોનો યોગ્ય સમયે ઉપભોગ થતો નથી તથા કૃપણતા ઈર્ષ્યાઆદિ દોષોને લીધે તે અપકીર્તિ પામે છે. આપણા ગૃહમાં અનેક વિભવી પદાર્થો હોય છે તથાપિ તે સર્વનો ઉપભોગ એક જ વ્યક્તિને કરવાનો હોતો નથી. માટે ગૃહિણીએ મનમાં નક્કી સમજવું કે ' એ પદાર્થો એકલા મારા પ્રારબ્ધના નથી પણ એમાં અનેક સંબંધીઓનું પણ કર્મ ભળેલું હશે. ' એ વિષે **શ્રીભા**મિનીભૂષણમાં ' એકલશરા ' રાજાનું દૃષ્ટાંત સર્વને સ્મરણમાં રાખવાયોગ્ય છે.

આપણાં સાસૂ આદિ વડીલો જે હોય તેમને યોગ્ય પ્રકારે સન્માન આપવું અને તેમની એ પ્રકારે સંભાળ રાખવાથી સ્ત્રીજાતિને યશ મળે છે અને જો તેમનું રક્ષણ નથી થતું તો પુરુષોકરતાં સ્ત્રીઓ વધારે નિંદાય છે. માટે સ્ત્રીઓએ પોતાને તેમ જ પોતાના પતિને કલંક ન લાગે એવા નીતિધર્મોનું સદા પાલન કરવું.

વ્યવહારમાં પુરુષોનો ઉચ્ચ અધિકાર મનાય છે અને સ્ત્રીઓનો

ગૌણ મનાય છે; પરંતુ પરમાર્થમાં તેમ નથી. એમાં તો બંનેનું કર્તવ્ય સરખું જ છે. સ્ત્રીઓને પણ ઉંચો અધિકાર આપી શાસ્ત્રે મોક્ષનાં સાધનો જણાવ્યાં છે ત્યારે આ કાર્યમાં આપણે આપણી હીનતા સ્વીકારી દુઃખદ સ્થિતિમાં આયુષ્ ગાળવું એ ઘણું અયોગ્ય છે. જે વસ્તુ આપણા પ્રયત્નથી મળી શકે એમ છે અને જે મળ્યાથી દુઃખનો સમૂળ નાશ થાય છે તેને સારૂ અસ્પૃહા ધરી પ્રમાદ સેવવો એ મહાઅનર્થકર છે.

સ્ત્રીઓને પોતાના ગૃહનો ભાર ઉપાડવાનો હોય છે ખરો તથાપિ એકંદરે પુરુષોકરતાં ઘણો ઓછો હોય છે. પુરુષોને અનેકને અધીન રહેવું પડે છે, અને વિવિધ મહત્ત્વનાં કાર્યમાં વારંવાર મનને જોડવું પડે છે. તેવું મહાન્ કાર્ય સ્ત્રીઓને એક પણ કરવાનું હોતું નથી. છતાં પ્રાપ્ત તુચ્છ વિષયસુખમાં નિમગ્ન થઈ, પ્રજાના મોહમાં ગરક થઇ પરમાર્થતરફ કિંચિત્ પણ મનને જોડવું નહિ એ મોટી ભૂલ છે. ગૃહકાર્યથી નિવૃત્ત થયા પછીનો કાળ નિરર્થક કાઢવો તેના કરતાં તેનો સદુપયોગ કર્યો હોય તો તેથી અનેક લાભ થાય. પુરુષોને શ્રમ લેતા જોઇ આપણે પણ તેમ કરવા વિચારવું.

પરમાર્થ સાધવા સાથે સ્ત્રીએ પોતાના વ્યવહારને પણ અનેક રીતે શોભાવવો. તે માટે વ્યવહારમાં ઉપયોગી અનેક કલાઓનું જ્ઞાન સ્ત્રીઓએ અવશ્ય મેળવવું જોઇએ. સીવવા, રાંધવા, ગુંથવા, વાંચવા, લખવા વગેરે અનેક કલાઓ છે. તેમાં સર્વ કળાઓનું થોડું ઘણું પણ જ્ઞાન મેળવવાની જરૂર છે. જે સ્ત્રીને વાંચતાં લખતાં આવડતું નથી તેને અનેક જાતની અડચણ સહન કરવી પડે છે. અજ્ઞાન માણસનાં અંતરમાં સુખનો અનુભવ થતો નથી એ વિદ્યાવંત જ સમજી શકે છે. જે સુખ ભોગવ્યું ન હોય તેને માટે વૃત્તિ અસ્પૃહા ધારે છે પણ એકવાર અનુભવ કર્યા પછી વિશેષ મેળવવાને આશા રાખે છે. ઉદાહરણરૂપે અન્ય દેશમાં બનતી ખાવાની ચીજના સ્વાદનું ભાન રસેન્દ્રિયને હોતું નથી પણ એકવાર ચાખ્યા પછી પુનઃ તેને સારૂ ઇચ્છા કરે છે તેમ એકવાર વિદ્યા થોડી સંપાદન કરી તો પછી તેને વધારે મેળવવાને વૃત્તિ હમેશાં આકાંક્ષા રાખે છે. વિદ્યારહિત મનુષ્યને શાસ્ત્રમાં પશુની પંક્તિમાં ગણ્યાં છે. માટે ઉત્તમ દેહને પામ્યા છતાં પ્રમાદાદિ દોષને વશ રહી નીચા અધિકારમાં પડી રહેવું એ અત્યંત નિકૃષ્ટ છે.

આપણને નિરંતર ઉપયોગી પાકવિધિ જો જાણવામાં બરાબર હોતો નથી તો લોકમાં આપણી નિંદા થાય છે તેમ જ પતિઆ-

દિને સુખ આપવાને સમય સુખ ન અપાયાથી ધર્મભ્રષ્ટતા ગણાય છે, અને ઘણા દિવસના વ્યવહારના ભારને સહન કરી થાકેલાં સાસૂ આદિ વડીલોનાં કાર્યને સ્વીકારી તેમને શ્રમથી મુક્ત કરવાં જોઇએ તે પણ થઇ શકતું નથી. પાકશાસ્ત્રમાં પ્રવીણતા ન હોવાથી માતાની પણ અપકીર્તિ થાય છે માટે માતાએ અત્યંત કાળજીથી પોતાની પુત્રીઓને વ્યવહારનાં સર્વ કાર્યમાં નિપુણ કરવી જોઇએ.

સીવવા, ભરવા તથા ગુંથવા વગેરે જ્ઞાન પણ સંપાદન કરવું જોઇએ. જેમ પોતાની પાસે સંચય કરેલું ધન જ્યારે ખપ પડે ત્યારે વાપરી શકાય છે તેમ જ જો આપણને અનેક કલાઓનું જ્ઞાન હોય તો જ્યારે આપણે જેની જરૂર પડે ત્યારે તેનો ઉપયોગ કરી શકીએ. જે પુરુષોને વિશેષ દ્રવ્યની પ્રાપ્તિ હોતી નથી તેમને પોતાના કુટુંબનું પોષણ કરવાને અત્યંત શ્રમ લેવો પડે છે અને પ્રસંગે તેમ કર્યાથી પણ યોગ્ય રીતે રહી શકાતું નથી. એ સ્થાને જો સ્ત્રી કલામાં નિપુણ હોય તો સીવવા, ભરવાવગેરેથી દ્રવ્યની પ્રાપ્તિ કરી શકે છે. પોતાના ઘરમાં રહી દ્રવ્ય ઉપાર્જન કરવાથી કોઇ રીતે પણ અનર્થ થવા સંભવ નથી.

વ્યવહારકુશળતા જેમ વ્યવહારમાં પ્રાશવ્ય છે તેમ પરમાર્થમાં શુદ્ધ આચાર અને સદાચરણનું સેવન છે. સ્ત્રીએ પતિવ્રત પાળી પતિની ઇચ્છાવિરુદ્ધ સર્વ કૃતિને વર્જવી અને નિરંતર તેને અધીન રહેવું એ નીતિ છે. પતિવ્રત પાળનારી સ્ત્રી ઉભય લોકમાં માન પામે છે અને તેનો ગૃહસ્થાશ્રમ અધિક સુખદ નિવડે છે તેના દૃષ્ટાંત તરીકે '**શ્રીસિદ્ધાન્તસિંધુ**'માં '**શકલ**' અને '**સંતી**'નો ગૃહસ્થાશ્રમ છે. એ દંપતીનો પરસ્પરનો પ્રેમ તથા **શ્રીઇ**ષ્ટપ્રતિની શ્રદ્ધા સર્વ ગૃહસ્થોને અનુકરણીય છે. આ કાલમાં તેવા જ નીતિધર્મને જે મનુષ્યો પાલે તેને ઇષ્ટ સમીપ જ છે. પતિમાં ઇષ્ટબુદ્ધિ સ્થાપી તે દ્વારા મોક્ષનાં સાધન જાણીને સાધનસંપન્ન થવા દરેક સ્ત્રીએ પ્રીતિ ધરવી.

આપણે સર્વ સદ્ગુરુશ્રીના બોધથી પોષાયલાં છીએ, તેથી વ્યવહાર તથા પરમાર્થ ઉભયને સાધવાયોગ્ય સમજી તે નિમિત્તે જૂદો જૂદો કાળ નીમી રાખીએ તો બન્ને યોગ્ય રીતે સાધી શકાય એમ છે. વ્યવહાર તો સર્વને કર્યા વગર ચાલે એમ નથી માટે યોગ્ય સમય પરમાર્થ સારૂ કાઢી બાકીના સમયમાં આપણો વ્યવહાર સાધવો. આખો દિવસ ગૃહનાં કાર્યો કરીએ પણ સૂર્યોદય પહેલાં ઉઠી પ્રાતઃકાલનો સમય સર્વથી ઇષ્ટોપાસનામાં ગાળી શકાય એમ છે. અવકાશનો સમય પરસ્પર નિરુપયોગી વાતચિતમાં વ્યય કરવાને

અટલે તેનો સદુપયોગ કરવો.

'અગત્યના કારણ વિણ અબળા પરમંદિર નવ જઇએ રે'

એ પરમાત્માશ્રીના બોધાનુસાર વિનાકારણ સ્ત્રીએ ગૃહથી બહિર્ ફરવાનો અભ્યાસ રાખવો નહિ પણ જેથી આપણું તથા આપણા સંગીઓનું કલ્યાણ થાય એવી સદ્ગ્રંથોમાં સૂચવેલી નીતિઓ તથા સદ્ગુણ તથા દુર્ગુણને ઓળખી સદ્ગુણ ધારણ કરવાનો અભ્યાસ પાડવો. અવકાશના સમયમાં શાસ્ત્રના શ્રવણ તથા વાચનથી બુદ્ધિમાં વધારો થાય છે અને આપણા કર્તવ્યનું સ્મરણ નિરંતર વૃત્તિમાં રહ્યાં કરે છે.

પુરુષોએ મેળવેલી લૌકિક સંપત્તિનો પુરુષો એકલા જ ઉપયોગ કરતા નથી પરંતુ સ્ત્રીઓ પણ ઉપયોગ કરે છે. પરંતુ પુરુષોએ પોતાના અંતઃકરણમાં સંપાદન કરેલા સદ્ગુણો તથા દૈવીસંપત્તિરૂપ ગુણો એ કેવળ પુરુષ જ ભોગવે છે. એમાં સ્ત્રીનો અધિકાર નથી માટે સ્ત્રીઓએ તે સુખને મેળવવા સારૂ પોતાનામાં દૈવીસંપત્તિ પ્રાપ્ત કરવી આવશ્યક છે.

વ્યવહારમાંથી પોતાના મનને ખસેડી પરમ કર્તવ્યમાં જોડયાથી અલ્પ સમયમાં અતુલ લાભ મળે છે. આપણું મન હમેશાં આપણને છેતરે છે અને અહિતકર કાર્યમાં પ્રેરી રાખે છે તેથી એને ઓળખી મનમુખી ન થતાં ગુરુમુખી થવા આદરવું.

ઈશ્વરની ભકિત કર્યાથી વિષયસુખનો નાશ થવાનો નથી. તે તો કર્માનુસાર મળ્યાં જ કરશે માટે સુખમાં તથા દુઃખમાં સદા ઈશ્વરપરાયણ મતિ રાખી સમભાવે રહી અંતે કૃતકૃત્ય થતાં સુધી દૃઢ ચિત્તે સદ્ગુરુશ્રીની ભકિત કરી આયુષ્યના અવધિએ વિરમવું.

### પદ. વેળાવળ.

ઉઠો સખીઓ ! ઉમંગથી, કરવા કર્તવ્ય કર્મ,
જનનમરણ દુઃખ ટાળીએ, સમજી જ્ઞાનનો મર્મ. ઉઠો૦
કઠિન વ્યવહાર સધાય છે, તો આ કેમ ન થાય ?
એવું ધરી દૃઢ ઉરમાં, રચવા સુખના ઉપાય. ઉઠો૦
સુખસ્વરૂપ શ્રીઇષ્ટ છે, તેનું જપવા નામ,
આગ્રહ ધારીને બેસતાં, કષ્ટ જાશે તમામ. ઉઠો૦
ઇંદ્રિયમનને ઓળખી, કરીએ ઇષ્ટ અધીન,
પીડ પછી નહિ જીવને, (જો) અર્પ્યા તન મન ધન. ઉઠો૦
અંતે મુક્ત સ્થિતિ મેળવી, વહેવું ભવની માંઝ,
કલેશ ન સ્પર્શ કરે કદી, ગ્રહેશે શ્રીગુરુ બાંહ્ય. ઉઠો૦

સબળ ગુરુ શિર ગાજતાં, કાર્ય સહજ સધારો,
યત્નત્રડે કૃપા પામતાં, જીવ સુખમાં શમારો. ઉઠો૦

[ ૫૦ ]

॥ ॐ શ્રી ॥

# स्वदोषदर्शन.

વસંતતિલકા.

શ્રીસદ્‌ગુરુ પ્રથમ નામ સ્મરી સ્તવું છું,
દેજો પ્રભુ! શુભ મતિ દીન વિનવું છું:
છે આ ભવાબ્ધિ વસમો વિભુ આપ તારો,
પ્રેમે લઇ શરણમાં અબળા ઉગારો.

પદ.

સાવધ રહી શીલ વ્રત જાળવવું, જશ જગમાં છે જેનો રે,
સર્વોપરિ ભૂષણ ભામિનીનું, અવર ભૂષણ તે એનો રે. સાવધ૦
લાલ લીલમને મુક્તામાળા, પ્હેરી મન નવ રાચોરે,
શોભે નહિ રૂપ હોય તદા, શણગાર નહિ સાચો રે. સાવધ૦
જ્ઞાનરૂપી જે ઉત્તમ વસ્ત્રો, જેણે ન પ્હેર્યાં બેનો રે,
શિયળ ભૂષણ જેણે નવ ધાર્યું જન્મ સફળ નહિ તેનો રે. સાવધ૦
નીતિકંચુકી જેણે સજી નહિ, સદ્‌ગુણહાર ન પ્હેર્યો રે,
ભાળે ચાંદલીઓ યશનો ન ચોઢયો, ફોગટ તેનો ફેરો રે. સાવધ૦
લજ્જારૂપી જે નૌતમ નથની, જેણે ન પ્હેરી બ્હેનો રે,
વિનયવચનઅમૃત નવ ચાખ્યું, વ્યર્થ જન્મ છે તેનો રે. સાવધ૦
સ્વદોષદર્શન જેણે ન કીધું, દોષ અવરના જોયા રે,
વાગીશ્વરી આરાધી તેણે, ઉરના મળ ના ધોયા રે. સાવધ૦
નિર્વિકાર અંજન નયનોમાં, જેણે ન આંજયું બ્હેનો રે,
આ શુભ શૃંગારો ન સજાયા, તો જગમાં જશ કોનો રે ? સાવધ૦

આ જગતમાં મનુષ્યદેહ ધારણ કરી સર્વ મનુષ્યોએ બનતા પ્રયત્નથી નિર્દોષ રહેવા આદરવું. પારકાના દોષ જોવા અને પોતાની જાતને નિર્દોષ ધારવી એ મુખ્યત્વે કરીને સ્ત્રીઓનો સ્વભાવ હોય છે. પુરુષોમાં એ દોષ વિશેષ આરૂઢ હોતો નથી, કારણ કે વિદ્યા તથા જ્ઞાનથી તેમની બુદ્ધિ ઉંચા પ્રકારની હોય છે અને અનેક વ્યવહારો કરવાના હોવાથી તેમનું મન કાંઇ પણ કાર્યમાં ગુંથાયલું

હોય છે. પરંતુ સ્ત્રીઓને વિદ્યાજ્ઞાન સારૂં હોતું નથી તેમ જ ગૃહકાર્યથી નિવૃત્ત થયા પછી અવકાશનો સમય તેઓ નિરર્થક ગાળે છે. અંતઃકરણનો ધર્મ છે કે કોઇ પણ પ્રકારના ચિંતનવિના એ રહી શકતું નથી જેથી આડીઅવળી સારરહિત વાતો કરી તથા અન્ય જીવોના દોષોનું કથન કરી સ્ત્રીઓ પોતાનો અવકાશનો સમય ગાળે છે. કોઇને ઉંઘવાની ટેવ હોય છે તો બપોરનો સમય ઉંઘવામાં ગાળે છે પણ વખતનો સદુપયોગ ક્વચિત્ જ કરે છે. કેટલીક સ્ત્રીઓને સાચાંજુઠાં કરવાની એવી કુટેવ હોય છે કે જે વાર્તાઓ મૂળથી જ ના બની હોય તેને ઉભી કરવી અને એક બીજાઆગળ કહી બતાવવી. આ તેમનો સ્વભાવ જો અન્ય કોઇના જાણ્યામાં હોતો નથી તો સ્વજનોમાં પ્રસંગે ભારે ક્લેશ થાય છે, અને તે પ્રસિદ્ધ હોય છે તો તેઓ અન્યની દૃષ્ટિમાં હલકાં પડી જાય છે. અને કોઇ પ્રસંગે તેમની વાર્તા સત્ય હોય છે તોપણ તેમના ઉપર કોઇનો વિશ્વાસ આવતો નથી. આથી એ સ્પષ્ટ છે કે અવિવેકી સ્ત્રીઓ સજ્જનોમાં માન પામતી નથી પણ ઉલટી નિંદાય છે. આ વગેરે અનેક દુર્ગુણો પોતાનામાં હોય છે તેને ત્યજવાપર લક્ષ ન આપતાં " દોષ અન્યના એ જોય, પણ નિજના ન ખોય, વારી શકે નહિ કોય; સ્વતઃ મળને ન ધોય " એ મનના નિયમાનુસાર અન્યના દોષોનું કથન કરી પોતાનો સમય વ્યતીત કરે છે.

બીજાના દોષને ન જોતાં વિવેકી સ્ત્રીઓ જો પોતાના દોષ જોવાનો અભ્યાસ કરે તો તેમને તરત સમજાશે કે અવકાશનો સમય નિરર્થક ગાળ્યાથી અનેક દુર્ગુણો વધે છે અને મતિ ભ્રષ્ટ થતી જાય છે. માટે અવકાશના સમયમાં સારાં નીતિનાં પુસ્તકો વાંચી સ્ત્રીજાતિના ધર્મો તથા કેવું વર્તન સ્ત્રીનું ભૂષણ ગણાય છે અને કેવા પ્રકારના સદ્ગુણો ધારણ કરવાથી ઇષ્ટ પ્રસન્ન થાય છે એ વગેરે સર્વ વાર્તાનું જ્ઞાન મેળવવું ઘટે છે. **શ્રીસદ્ગુરુપર**માત્માએ આપણા સ્ત્રીજાતિના હિતને માટે '**શ્રીભા**મિનીભૂષણ' ગ્રંથ રચ્યો છે અને ગુણદોષનું સ્વરૂપ સમજાવવા માટે તેમાં અનેક આડકથાઓ પણ લખી છે, જેથી સ્ત્રીપુરુષોને પોતાનો સ્વધર્મ જાણવામાં લેશ પણ કષ્ટ પડે એમ નથી; પણ એ પુસ્તકો જેણે પ્રીતિથી વાંચ્યાં ના હોય તેનામાં સદ્ગુણ ક્યાંથી આવે ? નાની વયની કુમારિકા કે જે સર્વ રીતે એ પુસ્તકોનું રહસ્ય સમજી શકતી નથી તે પણ એ ગ્રંથો વાંચ્યા પછી દોષ ત્યજવા આદરે છે તો મોટી વયની સ્ત્રીઓએ તો એ અનુપમ પુસ્તક વાંચી આગ્રહથી દોષ ત્યજી સદ્ગુણ ધારણ

કરવા ઉત્સાહી થવું જોઇએ. 'એ પુસ્તકોમાં આપણે સ્ત્રીઓ શું સમજીએ' એવી વૃત્તિ રાખવી એ કેવળ દોષરૂપ છે કારણ કે એથી અજ્ઞાનમાં વૃદ્ધિ થાય છે. પૂર્વે ઘણી સ્ત્રીઓ વિદ્વાન્ અને અનુભવવાળી થઇ ગઇ છે તે આપણે જાણીએ છીએ અને મીરાંબાઇ આદિ પુણ્યવંતી સ્ત્રીઓનાં ઈશ્વરભજન આપણા વાંચવામાં આવે છે. તેઓ પણ સ્ત્રી જ હતી માટે આપણે પણ બનતા પ્રયત્નથી બુદ્ધિને સુધારવી જોઇએ. આપણે વિદ્યા અને સદ્ગુણથી વિમુખ રહીએ તો પછી આપણી પ્રજા અજ્ઞાન નીવડે એમાં શું આશ્ચર્ય છે ?

'પુત્રપુત્રીને ઉત્તમ નીતિ, માતપિતાની આવે;
દુર્ગુણી માતપિતાની સંગે, દુર્ગુણ મનમાં ભાવે રે, સાહેલી.'

આ વાક્યાનુસાર માતાપિતાના ગુણદોષ પ્રજામાં આવે છે માટે માતાનું કર્તવ્ય છે કે પોતે દોષ ત્યજી દઇ પોતાની પ્રજાને સદ્ગુણી કરી નીતિનિયમ પાળવામાં ઉત્સાહી કરવી. આથી ધીમે ધીમે સ્ત્રીજાતિમાંથી અજ્ઞાનનો નાશ થશે અને વ્યવહાર તથા પરમાર્થ ઉભય સુધારશે.

પરમાર્થ સાધવામાં પ્રતિબંધ કરનાર નીચે જણાવેલા મુખ્ય દોષોને ત્યજવા પ્રયત્ન કરવો:—

**(૧) પતિઉપર ન્યૂન પ્રેમ**—જે સ્ત્રી પતિભક્તિમાં નિસ્પૃહી રહે છે તેને શ્રીઈશ્પ્રતિ અચળ ભક્તિ પ્રકટતી નથી માટે પતિની પ્રસન્નતા જાળવવા માટે સ્ત્રીઓએ અત્યંત સાવધ રહેવું ઘટે છે પતિની આજ્ઞામાં ન રહેનારી સ્ત્રી સ્વેચ્છાએ ચાલે છે. અને પોતાના પતિની અપ્રસન્નતાની દરકાર પણ કરતી નથી, અને તેનું અંતર નિરંતર ક્લેશથી બાળ્યાં કરે છે. સ્વચ્છંદી સ્ત્રીઓ ઉન્મત્તપણે વર્તે છે તેથી તેનો ગૃહસ્થાશ્રમ ક્લેશરૂપ નિવડે છે અને અંતમાં તે સ્ત્રી નરકની અધિકારી થાય છે. માટે કુળવતી સ્ત્રીઓએ તો નિરંતર પતિની આજ્ઞામાં રહી તેનું મન પ્રસન્ન રહે એવી રીતનું વર્તન રાખવું. આપણો અપરાધ થાય અને કદી કઠોર શબ્દો પતિ કહે તોપણ કોઇ દિવસ સામો ઉત્તર આપવો નહિ, અને સર્વ સહન કરવાનો અભ્યાસ રાખવો.

**પદ.**

**સેવો દેવી સહનશક્તિને, મહત્ત્વ છે અતિ જેનું રે,**
**જો જગમાં સુખ લેવું છે તો, કરો ઉપાસન એનું રે. સેવો.**
**ઘણી સ્ત્રીઓ ઉત્તર દે સામા, તપી સહજમાં જાતી રે,**
**કઠોર શબ્દો સહન ન થાતાં, આખર ઉલટી થાતી રે. સેવો.**

નયનં શતડાં ભર્યાં ચઢેલાં, ચોધારાં નીર વહેતાં રે,
સુજનો સર્વે જોઈ તમાશો, ધિક્ ધિક્ મુખથી કહેતા રે. સેવો.
નહિ બોલ્યામાં નવ ગુણુ કહે છે, પણ અગણિત ગુણ જાણી રે,
મૌન ગ્રહી નિજ પતિ રીઝવવા, નમ્ર ઉચ્ચરવી વાણી રે. સેવો.

પતિવ્રતા સ્ત્રીઓએ તેવે પ્રસંગે આકળાં ન પડતાં ઘણી ગંભીરતાથી રોષને શમાવી દેવો.

**શાર્દૂલવિક્રીડિત.**

થાતો જેમ સમાસ સાગરવિષે, અત્યંત વારિતણો,
થાવું તેમ સત્તિ સમાવશ કરી, આનંદ એથી ઘણો,
રાખીને મન મોટું સુખદુઃખને સ્હેવાં સુદષ્ટાંતથી,
બ્હેનો કુળવતીતણું ભૂષણુ છે, એ અન્યનું તો નથી.

આપ્રમાણે સર્વ સહન કરવાનો અભ્યાસ આદરી શાણી સ્ત્રીએ નિરંતર પતિની સમીપ જ રહેવું. જેને પતિઉપર પ્રેમ હોય છે તે સ્ત્રી કોઇ દિવસ પોતાના પતિથી વિમુખ રહેવા ઇચ્છતી નથી અને કદી તેવો પ્રસંગ આવે છે તો તે તેને મહાવિકટ લાગે છે, પણ તેવા પ્રસંગને તે આનંદરૂપે સ્વીકારતી નથી. કેટલીએક સ્ત્રીઓને તો મોટી વયની થતા સુધી પોતાના પતિગૃહમાં ગમતું નથી અને વારંવાર માતાપિતાને ત્યાં જવા વૃત્તિ થયાં કરે છે. આ દોષ તો અવસ્ય ત્યજવો જોઇએ. **શ્રી. ભા.** ભૂ. માં કહ્યું છે કેઃ—

" માતપિતાને ઘર સુખ ઝાઝું, સાસરીએ દુઃખ દેખોજી,
મરવું પણુ મહિયર ના વસવું, એવી નીતિ પેખો,
કહુંછું અબળાને."

પતિઉપર ન્યૂન પ્રેમ હોવાનું કારણ વિશેષે કરીને મહિયરની આસક્તિ છે અને એ વર્તન આપણા શ્રેયસ્માં પ્રતિબંધકર્તા છે માટે ત્યજવા યોગ્ય છે.

**( ૨ ) વિષયોની આસક્તિ**—જેને નાના પ્રકારના ભોગ ભોગવવાની નિરંતર ઇચ્છા થાય છે તેને કોઇ દિવસ શાંતિ હોતી નથી. કોઇ પદાર્થ સારો દૃષ્ટિએ પડયો કે તરત તે લેવાનું મન થાય છે અને પ્રાપ્ત વસ્ત્રાભૂષણથી સંતોષ ન થતાં નવાં નવાં કરાવવામાં વૃત્તિ દોડયાં કરે છે. આ જગત્માં ભોગના પદાર્થો અનેક હોય છે તોપણુ જેને જેમાં રાગ હોય છે તેમાં તેની વૃત્તિ નિમગ્ન રહે છે. કોઇને શરીરની આસક્તિ હોય છે તો તેના રક્ષણુમાં તે ગુંથાઇ રહે છે અને વિવિધ પ્રકારે રક્ષણુ કર્યા છતાં પણુ જો વ્યાધિ આવે છે તો મરણુનો અત્યંત ભય લાગે છે અને કાંઇ કરતાં પણુ જીવાય તો

સારૂં એવી દૂષિત ઇચ્છા થાય છે. કોઇને પ્રજામાં આસક્તિ હોય છે તો તેને પોતાની પાસે રાખી તેને વિવિધ પ્રકારે લાડ લડાવવા તથા વારંવાર હસાવવા રમાડવામાં તેની વૃત્તિ દોડયાં કરે છે. અને પ્રજા થઇ એટલે આ જગત્માં અન્ય કાંઇ કર્તવ્ય હોય એવું તેને લાગતું નથી. કોઇને પોતાનું મહત્ત્વ સ્થાપવામાં આસક્તિ હોય છે તો જ્યાં ત્યાં એવી કૃતિ કરી અન્યના અંતરૂમાં પોતાનું શ્રેષ્ઠપણું ઠસાવવાનો પ્રયત્ન કરે છે. કોઇને અન્ય સ્ત્રીઓજોડે સ્નેહ બાંધવામાં આસક્તિ હોય છે તો જ્યાં ત્યાંથી ઓળખાણ કાઢી તેની જોડે પરિચય કરી દે છે. કોઇને રમતગમતમાં આસક્તિ હોય છે તો રાત્રિદિવસ તેનું જ સ્મરણચિંતન કર્યા કરે છે. કોઇને પુરુષોસાથે વાતચિત કરવામાં આસક્તિ હોય છે તો વિના કારણ પુરુષોસાથે વાર્તા કરવાનો પ્રસંગ આણે છે, અને કોઇને ધનમાં આસક્તિ હોય છે તો પુણ્યદાન વગેરે સત્કર્મમાં તેનો ઉદાર દીલથી ઉપયોગ કરતાં નથી અને હમેશાં કૃપણ સરખાં રહે છે. આ વિનાની અનેક આસક્તિઓ હોય છે તે સર્વથી ઉગરવા આપણે યત્ન કરવો. જેમ માતાએ નહિ કેળવેલું બાળક જ્યારે જ્યારે કાંઇ પણ ખાવાનો પદાર્થ દેખે છે ત્યારે ત્યારે તે લેવા સારૂ કંકાસ કરે છે અને તેની મરજીપ્રમાણે વર્તવાથી હમેશાં તેમ જ કર્યાં કરે છે પણ જો તેને પ્રથમથી શિક્ષા કરવામાં આવે છે તો તે આ કુટેવ છોડી દે છે, તેમ આપણું મન પણ વિવિધ પ્રકારના ભોગ ભોગવવા ઇચ્છા કરે છે અને જેમ જેમ આપણે એની ઇચ્છા પૂર્ણ કરીએ છીએ તેમ તેમ નવીન ઇચ્છાઓ પ્રકટાવે છે અને જો એનું ઇચ્છેલું આપણે કરતાં નથી તો એની કુટેવ એ છોડતું જાય છે. શ્રી૦ નૃ૦ વા૦ વિ. ત. પુ. માં કહ્યું છે કે:—

‘મનને સદા છે મારવું, નથી વિષય દઇ દઇ ઠારવું,
અંતે નથી જ ઉગારવું, જોજો કહ્યું છે આગમે.’

પ્રબળ વિષયાસક્તિથી મનને મુક્ત રાખી પરમ કલ્યાણકારી શ્રીઇષ્ટની ભક્તિમાં જોડવું એ જ મનુષ્યદેહ ધરીને આપણે કરવાનું છે.

( ૩ ) **સંતતિનું દાસત્વ**—નિરંતર સંતતિની સેવામાં જેની વૃત્તિ નિમગ્ન રહેછે તેને શ્રીઇષ્ટની સેવામાં વૃત્તિ થતી નથી. તે તો પોતાની પ્રજાની સેવા કરી કૃતકૃત્યતા માને છે. કદી અવિવેકી પ્રજા હોય છે તેના અપશબ્દો સાંભળ્યા છતાં પણ તે માતાની વૃત્તિ વિરમતી નથી. પ્રજાનું રક્ષણ કરવું એ માતાનો ધર્મ છે પણ વિના કારણ તેને વશ વર્તી પોતાનું પરમ કર્તવ્ય જે ઇષ્ટોપાસના તેને કોરે મુકી પ્રજાની સેવા કર્યા જ કરવી એવો કાંઇ નિયમ નથી. પુત્રની વહુ

મોટી વયની થયા પછી વ્યવહારનો થોડો થોડો ભાર તેને શિર નાંખવો અને આપણે તે સમય પરમાર્થમાં ગાળવો. હમેશાં પ્રજામાં લુબ્ધ રહેવું એ પરમાર્થ સાધવામાં પ્રતિબંધકર્તા છે માટે એ દોષ આગ્રહથી ત્યજવો જોઇએ.

( ૪ ) **બહાર વિચરવાનું વ્યસન**—ઘણી સ્ત્રીને એવી ખરાબ ટેવ હોય છે કે ઘરકામથી નિવૃત્ત થયા પછી બે ચાર ઘેર આંટા મારી આવવા અને તેમ કર્યા વગર તેમને ચેન પડતું નથી. આ ટેવ બહુ જ નિંદવાયોગ્ય છે કારણ કે સ્ત્રીજાતિએ વિના કારણ બહાર રવડવું એ તેને તથા તેના પતિને દૂષણ લગાડનાર છે, અને જે સ્ત્રીજોડે આપણે વધારે પરિચય હોય છે તે જો અવિવેકથી ચાલે છે તો આપણાપર પણ દોષારોપ થાય છે. જે ઘરમાં આપણે વધારે જવાનો અભ્યાસ હોય છે ત્યાં આપણું માન બરાબર રીતે જળવાતું નથી અને પ્રસંગે માનભંગ થવાનો પણ સંભવ આવે છે, કારણ કે 'अतिपरिचयादवज्ञा' અતિ પરિચયથી કંટાળો આવ્યા વગર રહેતો નથી માટે અમુકજોડે તો મારે ઘણો જ સ્નેહ છે એવું ધારી તે પ્રમાણે વર્તન રાખવું યોગ્ય નથી. આપણે નવરાં હોઇએ પણ બીજી સ્ત્રીઓ આપણે માટે નવરી હશે કે નહિ એ આપણે જાણતાં હોતાં નથી તેથી તેને જો અવકાશ હોતો નથી તો તેને એમ વૃત્તિ થયાં કરે છે 'હવે આ સ્ત્રી જાય તો ઠીક' માટે કોઇને ઘેર પ્રયોજનવિના જવું નહિ અને કાંઇ કામસર જવું પડે તો આપણું કાર્ય થઇ રહે કે તરત ઉઠી જવું. બહાર ફરવાકરતાં નીતિધર્મનાં પુસ્તકો વાંચી જ્ઞાન સંપાદન કર્યું હોય તો તેથી અનેક લાભ થાય છે. સ્ત્રીની શોભા તો ગૃહમાં રહ્યાથી જ વધે છે. **શ્રી નૃ. વા. વિ.** દ્વિ. પુસ્તકમાં લખ્યું છે કેઃ—

"કુળવતી નારી, મર્યાદા ધારી, રહે અંતરપટમાં;
કીર્તિ સારી, કરી કુળ તારી જાય વિચારો ઘટમાં."

સ્ત્રીએ વિના પ્રયોજન બહાર વિચરવું એ કેવલ નીતિવિરુદ્ધ છે માટે દોષથી મુકત થવા સહુએ આદરવું અને અવકાશનો સમય પુસ્તકો વાંચવામાં ગાળવો, અથવા સુસ્વરથી ઇષ્ટસ્તુતિનાં ભજનો ગાઇ આનંદ લેવો.

**(૫) અજ્ઞાનતા અને નિર્લજ્જપણું**—આ દોષ જેનામાં હોય છે તે સ્ત્રી કોઇ દિવસ સુધરતી નથી. જેને લજ્જા હોય છે તેને જ વિદ્યા તથા સદ્‌ગુણ ધારણ કરવા વૃત્તિ થાય છે. નિર્લજ્જ સ્ત્રી જાતે સુધરતી નથી અને અન્યને બગાડે છે. કોઇનો સારો અલંકાર જોયો

હોય તો તેવો પોતાને માટે કરાવવાને તરત મન થાય છે પણ કોઇના સારી બુદ્ધિનો નમુનો લઇ તે પ્રમાણે ચાલવાનું મન થતું નથી. આથી અજ્ઞાનરૂપી અંધકારમાં જ તેઓ ગોથાં ખાયાં કરે છે અને એવી જડ બુદ્ધિ પરમાર્થજેવા મહત્ત્વના વિષયમાં પ્રવેશતી નથી માટે નિર્લજ્જતા ત્યજી જ્ઞાન સંપાદન કરી શ્રીઇષ્ટનું સ્વરૂપ જાણવા સૌ સુજ્ઞ સ્ત્રીએ આદરવું.

( ૬ ) **ખરાબ સંગતિ**—નીચ માણસની સંગતિથી આપણામાં નીચ ગુણ આવે છે અને આપણામાં જે સદ્ગુણો હોય છે તેનો નાશ થાય છે, માટે કુસંગથી હમેશાં દૂર રહેવું.

ખાયણાં.

આરે જગતમાં કુસંગ પાપનું મૂળ,
નાંખવી તેપર ધૂળ, વિમાસવું ના પડે.
કુસંગથી મન અવિહિત માર્ગે વહેતું,
અંકુશમાં નથી રહેતું, ઉન્મત્ત થઇ મ્હાલતું.
ચિત્ત નિરંકુશ દુષ્ટ વિષયવિકાર,
ઉપજાવે છે અપાર, લજાવી સ્વધર્મને.
અનીતિમાર્ગે પ્રાપ્ત જો કરીએ સુખ,
કેવળ ભાસતું દુઃખ, કે સુખના અંતમાં.
કુસંગબીજનું વૃક્ષ થશે વિશાળ,
દુર્ગુણકેરી ડાળ, પલ્લવ કુકર્મનાં.
પાપરૂપી ફળ અંતમાં દુઃખ દેનાર,
સુખ સુમતિ હરનાર, કુસંગનું બીજ છે.
માટે કુસંગ ન પ્રાણાંતસુધી કરીએ,
પન્નગપેરે ડરીએ, તો સુખ બહુ પામીએ.
દૂષિત હૃદયનાં જગમાં જે જન હોય,
સજ્જનઃ તેશું કોય પ્રીતિ નથી બાંધતાં.
દુરાચરણીશું વાત કદી નવ કરીએ,
જગત્પતિથી ડરીએ, અનીતિએ ચાલતાં.
નીતિવિષે **શ્રીનારાયણનો** વાસ,
અનીતિએ સુખનાશ, એ નિશ્ચય જાણવું.

કુસંગમાં અનેક દુર્ગુણો રહ્યા છે માટે તેનો ત્યાગ કરી બુદ્ધિમંત સ્ત્રીઓની સંગતિ હમેશાં કરવી. જેમને વિદ્વાન્ પતિ હોય તેમને અન્ય સત્સંગની અગત્ય નથી કારણ કે તેમને તો ‘ ઘરમાં જ ગંગા’ વહે છે. આમ છતાં પણ જો બોધ ના લે તે તો સમીપ-

માં ગંગા છતાં તૃષાથી પીડાય છે.

" આ રે જગતમાં એક જ મોટી ખોડ
સરખે સરખી જોડ ન દીઠી કોઈની."

શ્રી. બા. બૂ. પ્રથમાલંકાર.

જગતનો નિયમ આ વાક્યાનુસાર હોય એમ ઘણે અંશે માલમ પડે છે. જો સ્ત્રી સદ્દગુણી હોય છે તો તેને સુજ્ઞ પતિ હોતો નથી અને પતિ સુજ્ઞ હોય છે તો તેને સ્ત્રી સદ્દગુણી હોતી નથી. જે સ્ત્રીઓ કુસંગતિમાં બેશી જુઠી વાર્તા કરવાથી રાજી થાય છે, અને પતિ ના કહે તોપણ ગુપ્તપણે જાય છે તેમની દિનપરદિન અધોગતિ જ થાય છે માટે હમેશાં સત્સંગમાં જ રહેવું ઉચિત છે.

( ૭ ) **અભિમાન**—પોતાનામાં સદ્દગુણ નહિ છતાં ખોટું ડોળ કરવું એ દોષરૂપ છે. " અમુક પ્રકારનું મારૂં વર્તન બહુ સારૂં છે, મારા જેટલું જ્ઞાન કોઇને જ નથી. મારામાં સદ્દગુણો ક્યાં ઓછા છે કે મારે કોઇ પાસથી ગ્રહણ કરવા પડે. પરમાર્થમાં મારા જેવો અધિકાર કોઇનો નથી તેથી હું જ સર્વેથી શ્રેષ્ઠ છું " એ વગેરે જે કાંઈ અભિમાન હોય તે ત્યજવું જોઇએ. જે અભિમાની હોય છે તે પોતાના દોષ કબુલ કરતાં નથી અને તેથી તેમનામાં સદ્દગુણનો અભાવ રહે છે, અને જે નિરભિમાની હોય છે તે તો જ્યાં ત્યાંથી સદ્દગુણ શોધી લઇ ધારણ કરે છે. અભિમાનથી ક્રમે ક્રમે બીજા દોષો પણ વધતા જાય છે. સહજ વાત કરતાં પણ પોતાનો બોલ ઉંચો રાખવાને અભિમાની મનુષ્ય હઠપર ચઢી જાય છે અને પોતે કહ્યું તે જ સત્ય છે એમ સિદ્ધ કરવાને નકામી ટચ કર્યા કરે છે અને તેથી અનેક પ્રસંગે ક્લેશ થવાનો સભવ આવે છે. કોઇને એવી ટેવ હોય છે કે અન્ય મનુષ્ય જો પ્રથમ બોલાવે તો જ બોલવું, નહિ તો બોલવું જ નહિ. આ વિના ધનનું, રૂપનું, કુળનું, ગુણનું, વિદ્યાનું, સગાંસંબંધીનું તથા તેવા જ અનેક પ્રકારનું અભિમાન બુદ્ધિવિનાનાં માણસોને હોય છે. કોઇ સ્થળે પતિકરતાં સ્ત્રી સદ્દગુણી હોય છે તો તે સ્ત્રી પતિસમીપ પોતાનું મહત્ત્વ સ્થાપન કરી પતિના વિચારને હલકા માની તેપર લક્ષ આપતી નથી, તેથી તે ગૃહમાં વારંવાર ક્લેશ થાય છે અને તે સ્ત્રી પોતાના અભિમાનને લીધે અપ્રિય થઈ પડે છે. **શ્રી. બા. બૂ. પ્રથમાલંકારમાં લખ્યું છે કે ' આ જગતમાં એક અભિમાન આપણને સર્વની અપ્રીતિનું પાત્ર કરે છે; તથા જેમ આંધળું માણસ પોતાની પાસે પડેલા પદાર્થને પણ જોઈ જાણી**

શકતું નથી, તેમ અભિમાનરૂપી પડળ આવવાથી આપણે નિકટનાં સગાં તથા મિત્ર વગેરેના ઉંચપણાને પણ જોઇ જાણી શકતાં નથી; એટલું જ નહિ પણ સર્વત્ર વસેલા તથા સર્વના આધાર હોવાથી આપણા પણ આધારરૂપ તે પરમેશ્વરને આપણે જોઇ જાણી શકતાં નથી. તો એ અભિમાન આપણને ધર્મ, અર્થ કામ અને મોક્ષ એ પ્રકારના આ જગતમાં સિદ્ધ કરવાના ચાર પદાર્થોથી ભ્રષ્ટ કરી રાખે છે, એથી બીજું નુકસાન શું છે?' માટે હે સુજ્ઞ સખીઓ! સઘળા અનર્થનું મૂળ જાણી એ અભિમાનનો આપણે મૂળથી જ સંગ કરવો નહિ એ આપણ સર્વનું કર્તવ્ય છે.

પરમાર્થ સાધવામાં પ્રતિબંધ કરનાર દોષો તથા તેમનું સ્વરૂપ હવે આપણને સમજાયું તો હવે આપણું કર્તવ્ય એ સર્વ દોષો ત્યજી આ વિનાશી સંસારઉપરથી મોહ છોડી દઇ, શ્રીઇષ્ટના સ્મરણ-ચિંતનમાં વૃત્તિને જોડવાનું છે. શ્રીસદ્‌ગુરુપરમાત્માનું શરણ ગ્રહી આપણે વિષયોમાં જ પચી રહીએ તો આપણામાં અને અન્ય જીવોમાં ફેર શો? કાંઇ જ નહિ. માટે વિષયતૃષ્ણા ત્યજીને શ્રીઇષ્ટના જાપ તથા ધ્યાનથી સર્વ દોષોના ક્ષય કરવા આપણે સત્વર આદરવું જોઇએ.

શાર્દૂલવિક્રીડિત.

છોડી દુર્ગુણ આપવો હૃદયમાં સદ્‌ગુણને ઠામ રે,<br>
આવે સાથ ન ભોગ્ય વિષય, રૂડું શ્રીરામનું નામ રે.<br>
આ સંસાર અસાર મોહથી ભર્યો, તેમાં નહિ જામવું,<br>
જે છે સત્ય અખંડ આત્મપદ તે, યત્ને કરી પામવું.

કેદખાનામાં પૂરાયલો કેદી કેદખાનામાં છૂટો છે તેમ સ્ત્રીજાતિ પણ અનેક બંધનો પ્રાપ્ત છતાં તે મધ્યે પોતાનું પરમ કર્તવ્ય સાધી શકે એમ છે. અનેક ઉપાધિઓ આવી પડે છે તો પણ ક્ષુધાશમનમાટે રસોઇસારૂ આપણે સમય કાઢીએ છીએ તેમ જ દુઃખનિવૃત્તિમાટે સાધનો સાધવા આપણે અવકાશ કાઢવો જોઇએ. ગૃહકાર્ય તથા પ્રજાની ઉપાધિ તો ઘટમાં પ્રાણ છે ત્યાં લગી નિરંતર હોવાની જ, માટે ઉપાધિથી મુક્ત થઇને એ પ્રકારનો વિચાર કરવા રાખવું એ નિષ્ફળ છે, કારણ કે સંસારનું સ્વરૂપ જ ઉપાધિ છે તો તેમાંથી નિવૃત્ત ક્યારે થવાય? માટે વિનાપ્રયોજન એથી આપણે લિપ્ત થવું નહિ અને બનતા પ્રયત્ને સાધનમાં વૃત્તિ જોડવી. સંસારના ભોગ ભોગવવામાં લુબ્ધ થયલી વૃત્તિ સાધનમાં સત્વર અનુકૂળ થતી નથી. પણ તેથી વિકળ ન થતાં અભ્યાસવડે એને

આપણે વશ વર્તાવવી. શ્રીસદ્‌ગુરુપરમાત્માએ આપણ સર્વને આ પણું કર્તવ્ય સૂચવ્યું છે તેથી કામક્રોધાદિ ષડ્રિપુનો જય કરી પરમ પદ પામવા અર્થે આ સંસારજાળથી મુક્ત થઇ સાધનમાં આપણે પ્રીતિવાળાં થવું જોઇએ. જન્મને અંતે મરણ અને મરણને અંતે જન્મ એ તો છે જ, અને ગૃહ, ધન, પ્રજાવગેરે સર્વ પદાર્થો પણ હોવાના જ, માટે સર્વ દોષ ત્યજી સંસારમાં રહીને જ આપણે આપણું કર્તવ્ય સાધી લેવું.

### ગીતિ.

નથી જંગલમાં જાવું, કે નથી વલ્કલ શરીરપર ધરવાં,
શુદ્ધ હૃદય થાવાને, શ્રીગુરુપદપંકજ પ્રીતે સ્મરવાં.

---

### પદ. કલ્યાણ.

શુભ ગુણો સજી, સઉ દુર્ગુણો ત્યજી,
કૃતાર્થ થાવું આપણે, શ્રીઇષ્ટને ભજી.

ભગિની! આ ભવસાગર તરવા, કરવો નિત્ય પ્રયાસ,
આ જગસુખ અસ્થિર છે જેમાં, નિત્ય ક્લેશનો ભાસ. શુભ૦
પ્રથમ ઉઠીને પ્રાતઃકાળે, કરવું નિત્યે સ્નાન,
શ્રીહરિગુરુની સ્તુતિ ઉચ્ચરતાં, અંતર્ ધરવું ધ્યાન. શુભ૦
ઇષ્ટ મંત્રના જાપવડે આ, અંતર કરવું શુદ્ધ,
મોહમમત્વાદિ પીડે તો, કરવું તેશું યુદ્ધ. શુભ૦
વૃત્તિ હેળવી શ્રીગુરુધ્યાને, ત્યજવી જગજંજાળ,
નિજાત્મપદને અનુભવીને, લેવું સુખ વિશાળ. શુભ૦
યોગ્ય સમય સાધનમાં ગાળી, પછી કરવો વ્યવહાર,
રક્ષી નિજ પ્રજાને રહેવું, અંતર્ નિર્વિકાર. શુભ૦
અવકાશે આગ્રહથી વાંચી, નીતિ ધર્મના ગ્રંથ,
સાર લહી આદરથી ગ્રહેવો, શુભ મુક્તિનો પંથ. શુભ૦
વિનાશી સુખ સંસારે જાણી, ઉરથી ત્યજવી પ્રીત,
પ્રભુઆરાધન પ્રેમે કરીને, લેવું સુખ અમિત. શુભ૦
પ્રાણીપદાર્થ સેવેલા પ્રીતે, અંત ન આવે કામ,
સંગે આવે શુભ કર્મો ને, શ્રીસદ્‌ગુરુનું નામ. શુભ૦
માટે અન્ય ત્યજી આસક્તિ, ધરવો પ્રભુપદ પ્રેમ,
નૃસિંહપ્રભુનું શરણુ ગ્રહીને, કાયર થઇએ કેમ ? શુભ૦

[ મિ૦ ]

---

# સૂચના.

## શ્રીશ્રેયઃસાધકઅધિકારિવર્ગદ્વારા પ્રકટ થયેલા ગ્રંથો.

| | | મૂલ્ય. | માર્ગવ્યય. |
|---|---|---|---|
| ૧ | શ્રી સુરેશચરિત્ર ( પૂર્વાર્ધ ) | રૂ. ૧—૮—૦ | ૦—૧—૬ |
| ૨ | શ્રી સિદ્ધાન્તસિન્ધુ ( પ્રથમ રત્ન ) | રૂ. ૧—૮—૦ | ૦—૨—૬ |
| ૩ | શ્રી ભામિનીભૂષણ (પ્રથમાલંકાર તૃતીયાવૃત્તિ ) | રૂ.૦—૧૨—૦ | ૦—૧—૬ |
| ૪ | શ્રી ભામિનીભૂષણ (દ્વિતીયાલંકાર) | રૂ. ૧—૦—૦ | ૦—૨—૦ |
| ૫ | શ્રી ભામિનીભૂષણ ( તૃતીયાલંકાર ) | રૂ. ૧—૦—૦ | ૦—૨—૦ |
| ૬ | શ્રી ભામિનીભૂષણ ( ચતુર્થાલંકાર ) | રૂ. ૧—૦—૦ | ૦—૨—૦ |
| ૭ | શ્રી ભામિનીભૂષણ (પંચમાલંકાર) | રૂ. ૧—૪—૦ | ૦—૨—૦ |
| ૮ | શ્રી નૃસિંહવાણીવિલાસ (પ્રથમપુસ્તક) | રૂ. ૦—૮—૦ | ૦—૧—૦ |
| ૯ | શ્રી નૃસિંહવાણીવિલાસ (દ્વિતીયપુસ્તક) | રૂ. ૧—૦—૦ | ૦—૨—૦ |
| ૧૦ | શ્રી નૃસિંહવાણીવિલાસ (તૃતીયપુસ્તક) | રૂ. ૦—૬—૦ | ૦—૧—૦ |
| ૧૧ | શ્રી ભામિનીભૂષણાંતર્ગતપદ્યસંગ્રહ | રૂ. ૦—૬—૦ | ૦—૧—૦ |
| ૧૨ | શ્રી નૃ. વા. વિ. નૃ. તથા પદ્યસંગ્રહ (એકઠાં) | રૂ.૦—૧૨—૦ | ૦—૨—૦ |
| ૧૩ | સન્મિત્રનું મિત્રપ્રતિ પત્ર (પ્રથમ પત્ર) | રૂ. ૦—૬—૦ | ૦—૧—૦ |
| ૧૪ | શ્રી સદ્બોધપારિજાતક ( પ્રથમ પલ્લવ ) | રૂ. ૦—૮—૦ | ૦—૧—૦ |
| ૧૫ | શ્રી પંચવરદવૃત્તાન્ત (પ્ર. દ્વિ. સમાગમ) | રૂ.૦—૧૨—૦ | ૦—૨—૦ |
| ૧૬ | શ્રી ત્રિભુવનવિજયીખડ્ગ ( પૂર્વધારા ) | રૂ. ૧—[illegible]—૦ | ૦—૨—૦ |
| ૧૭ | સતી સુલક્ષણા (પ્રથમ ભાગ) | રૂ. ૦—૫—૦ | ૦—૧—૦ |
| ૧૮ | શ્રી સુધાસ્રોતસ્વિની (પ્રથમ કલ્લોલ) | રૂ. ૦—૫—૦ | ૦—૦—૬ |
| ૧૯ | વિદ્યાર્થીનો સાચો મિત્ર | રૂ. ૦—૫—૦ | ૦—૧—૦ |
| ૨૦ | બંધકોશ અને તે ટાળવાના સહેલા ઉપાયો | રૂ. ૦—૧—૬ | ૦—૦—૬ |
| ૨૧ | સુખાર્થે સદુપદેશ | રૂ. ૦—૧—૦ | ૦—૦—૬ |
| ૨૨ | સદુપદેશશ્રેણી—પ્રથમ ઉપદેશ | રૂ. ૦—૧—૦ | ૦—૦—૬ |
| ૨૩ | સદુપદેશશ્રેણી—દ્વિતીય ઉપદેશ | રૂ. ૦—૨—૬ | ૦—૦—૬ |
| ૨૪ | શ્રી પાતંજલ યોગસૂત્રનું ભાષાંતર. | રૂ. ૨—૦—૦ | ૦—૨—૬ |

વ્યવસ્થાપક, મહાકાલ, વડોદરા.